પંકજ ગ્રંથમાળા                    પુસ્તક ૧ લું.

# ઝાંખી

"અશ્રુચંદ્ર"

× પાછળ શ્રી કુમુદબ્હેન ત્રિવેદીનું ચિત્ર 'તૂટેલા તાર'માં કવિતાને અનુરૂપ કેટલાક ફેરફાર શ્રી રાજેન્દ્ર સુરકાથાના હસ્તે કરાવી અહીં મૂક્યું છે તે માટે એ બેઉ વ્યક્તિઓનો હું આભાર માનું છું.

મધુચંદ્ર.



## તૂટેલાં તાર

તૂટેલ તાર ધરતી અધૂરી શી વીણા,
ગગને ચઢે છ ધનુ મેઘનું અર્ધ જેવું;
જેવી રહે છ જળઆશ રણે અપૂરી,
તેવીજ છે મનુજ આશ સદાય ઝાંખી.



નીરે છાયા લતાની નિરમળ તરતી, એવું નિર્દોષ છે જે,
વર્ષાએ મેઘ ખૂંદે ગગનપટ હમી, તોય ગર્વે ઊભું જે,
વૃષ્ટિ અંતે નિસર્ગે નવલ ખીલત, તે હાસ્ય સૌંદર્ય ઊગ્યું,
સ્હેજે શું છાંડશે પંકજ, અતુલ મુદે અશ્રુતુષાર અર્પ્યું!

# ઝાંખી

| | |
|---|---|
| કાવ્ય વિભાગ | મધુચંદ્ર |
| | શ્રી કૃષ્ણલાલ હરગોવિંદદાસ પંડિત |
| ગદ્ય વિભાગ | મધુચંદ્ર |
| ચિત્રકાર | શ્રી રાજેન્દ્ર સુરકાથા |
| | શ્રી હસમુખ પંડિત |
| મુદ્રક | દેશબંધુ પ્રેસ |

# અનુક્રમણિકા


| મધુચંદ્રના કાવ્યો | પૃષ્ઠ | શ્રી કૃષ્ણના કાવ્યો | પૃષ્ઠ |
|---|---|---|---|
| મનન મચવે | ૧ | પરીક્ષા | ૯ |
| મા–સૂનાં | ૨ | નૈરાશ્ય | ૯ |
| એ હાસ્ય | ૨ | સ્વાર્થી બંધુને | ૧૦ |
| પૂર્ણિમાનો રાસ | ૩ | આત્મઘાત | ૧૧ |
| ગુલાબને | ૪ | દેવીનું દર્શન | ૧૨ |
| રણકાર નાનો | ૪ | **ગદ્ય વિભાગ:** મધુચંદ્ર | |
| એક અનુભવ | ૫ | દેવી | ૧ |
| તુષાર | ૫ | વિચાર બિન્દુ | ૪૩ |
| ઉષા | ૬ | સ્ત્રી | ૫૦ |
| હાસ્ય ગંગા | ૭ | ઉષા: શ્રી નાનાલાલની વાર્તા | |
| ઝાંખી | ૭ | પર ઊડતો દૃષ્ટિપાત | ૭૫ |
| શિષ્યવૃત્તિ | ૮ | મધુપંકજ | ૯૬ |

# કેટલીક કબૂલાતો

તે હતી. તે ઊભી હતી; આસોપાલવના થડની સોડે એ રૂપવેલી ઊભી હતી.

સમય પ્રભાતનો હતો. પાંદડે પાંદડે ઉષા મ્હોરી હતી; પણ વર્ષાએ પોતાને વરસવા સૂર્યને વાર્યો. વાતાવરણમાં શીતળતા લહેરાતી. વાયુમાં સુગંધી રમતી. વર્ષાને ધરતીએ ઝીલી હતી. લીલા લીલા તૃણની ટોચે જાણે મોતી ઊગ્યાં. પંખીઓ ખેલતાં હતાં.

એ રૂપવેલી વાયોલીન બજાવતી ઊભી હતી. તેના તનમન લૂંટી લે એવા ગાલો પર તનમનીયાં ગુંથાયા હતા. તેના દેહનો વળાંક કળામય મયુર સરિખડો લાગતો. તે ગાતી, વાયોલીન વાજતું, વાયુ ગુંજતો.

'ઇશ્વરે આદર્શ શેં સર્જ્યા? આદર્શ સાથે માનવી હૈયે નિરાશા કેમ સાંપડી? આદર્શ ને નિરાશાનું સગપણ શું?

તે આગળ વધી. પગલે પગલે કુમાશ નીતરતી. પ્રકૃતિએ પુષ્પો ખેરવ્યાં. તેને અંબોડલે ચંપાફૂલની વેણી બંધાઇ; કંચુકીમાં ગુલાબ પોરવાયાં. આસોપાલવેથી કો વ્યક્તિ નીકળી. પમરાટ થયો, ડાળાં ખખડયાં. તેણીએ મુખ ફેરવ્યું. નયન મળ્યાં, જાણે અમૃત ઢળ્યાં. હાસ્ય વેરાયાં, કો કમનીય કરે વૃક્ષ ખંખેર્યાંથી જાણે પારિજાતકનાં પુષ્પ ખર્યાં. આંસુ સર્યાં, જાણે નભેથી તરલા પડયા. વ્યક્તિ વદી–

'જગત જણાય છે તેટલું સુંદર નથી કદરૂપું છે.'

'સકળ સૃષ્ટિને એજ શીખવું છું કે સ્નેહ, સૌંદર્ય કે સંસાર ગાવા લાયક છે અનુભવવા લાયક નહિ. ચાલ આવશે મારી સાથે?'

'કયાં?'

'અનંત ઊંડાણમાં. પ્રકૃતિમાત દોરે ત્યાં.'

'જગત દેશવટો દેશે.'

'ભય શાને? માતા પર તો વિશ્વાસ છે ને?'

તે આગળ વધી. તેની ગતિમાં ગર્વ હતો; છતાં માર્દવ હતું. વ્યક્તિ પણ સાથે જ રહી. લીલાં તૃણબાળ લચી પડતાં, આવકારતાં. સૂરજ વાદળામાં ઢંકાયાથી જે તેજવર્તુળ જણાય છે તે ગગનેથી ઊતરી તેમની પાછળ ઊભું. વ્યક્તિએ પ્રફુલ્લ પાંદડી તનમનીયું ચૂમ્યું. તનમનીયાંએ તેને તુષારબિન્દુ જેમ ઝીલ્યું. ફૂલડે ફૂલડેથી ફોરમ પ્રગટી. છોડે છોડે મોગરા ચૂમ્યા. વેલે વેલે માલતી કુસુમો ચૂમ્યાં. જૂઇ જાઇ ચરણે આવ્યાં. વળી વાયોલીન વાગ્યું.

કોઇ નાદ નિસર્ગના સુણાવો
રાસ રમીશ હું પ્રકૃતિ ખોળે—કોઇ નાદ.

મોરલો નાચ્યો. કોયલે ટહૂકો કર્યો. રક્તકંઠી કાકીડો દોડી આવ્યો; ચમકની આંખે એ રૂપવેલીને નીરખી રહ્યો. ખીસકોલી વટવૃક્ષે સ્થંભી ગઇ. હરણું આવી વાયોલીનની આજુબાજુ ગેલ કરવા લાગ્યું. મધુકર ચરણે ગુંજવા લાગ્યા.

એ 'ઓબેરોન'ના 'ટિટેનીયાં' એ 'ઇન્દુકુમાર'ની 'પાંખડી' એ દુ-ષ્યંતની શકુંતલા ધીરે ગૌરવભરી ગતિથી આગળ વધી. નાની શી સરિતા તીરે આવી. જાણે શાંતનુની શાક્ષાત ગંગા. સ્વર્ગથી અવતરેલી ભાગીરથી જળમાં ઊતરી વીલીન થઇ. તેજચક્ર પર વાયોલીન જળમાં વહી જતું લાગ્યું. વ્યક્તિ ઊભો રહી. જાણે થોરીયાનું ઠુંઠું.



આજથી દોઢ વર્ષ પહેલાં મને ખબર ન હતી કે મને સાહિત્યનો શોખ લાગશે. વર્ષ પહેલાં કાવ્ય કેમ રચાય તે જાણતો ન હતો. ચાર માસ પૂર્વે આ જેવા તેવા પ્રયોગો પુસ્તકાકારે બહાર પડશે એ કલ્પનાને પણ અસંભવિત લાગતું. અત્યારે પણ મને એ સાહસ જ લાગે છે.

આ પ્રકાશન એક શોખનું પરિણામ છે. નબળું ગણાશે એ ભયે

અકળાઉં છું, શરમાઉં છું. મારાથી વધુ શક્તિશાળી લેખકો જે ધીરજ કેળવી શક્યા છે તે હું નથી કેળવી શક્યો. હું એકજ મોટો બચાવ કરી શકું કે—

We need not ashame to learn,
And our first attempt to show.

લેખકને જ્ઞાન ઉપરાંત જે કડવા' અનુભવોની અવશ્યકતા છે એ મને થયા નથી, કરવા નથી અને થશે પણ નહિ. કારણ કે મારું જીવન પણ પાંચ સળિયાથી ઘેરાયલું છે; જન્મ, વિદ્યા, દ્રવ્ય, સંસાર અને મૃત્યુ.

મારામાં દુર્ગુણો અનેક છે. સત્ય અવહેવારિક ગણાયું એટલે જૂઠું બોલતાં શીખ્યો; પણ બીજો એથીય અધિકો છે પારકાનાં ભોળપણનો દુરોપયોગ કરવામાં હું પૂરતો પાવરધો છું.

શ્રી દેશળજીભાઇના ભોળપણને કોણ નથી ઓળખતું ? શાળાના કામના અત્યંત બોજા છતાં અહીં મૂકેલાં સર્વ કાવ્યો તેમણે જ પસંદ કર્યાં છે. કેટલાક શબ્દોના ફેરફારો તેમણે જ સૂચવ્યા છે. તેમણે જો મદદ ન કરી હોત તો આ પુસ્તકના કાવ્યોની પસંદગી નબળી થાત

સાહિત્યના ગાંધી શ્રી. વિજયરાયે મારા લખાણના પ્રથમ ગ્રાસમાંથી મક્ષિકા ઉડાડી મને સ્વચ્છ ખોરાક આપી તંદુરસ્ત બનાવ્યો. એમણે મારા ઉત્સાહને નિરંતર પોષ્યો છે.

ત્રીજું ભોળું રત્ન તે શ્રી રાજેન્દ્રભાઇ મારા પિતાના ઘણા જૂના મિત્રોમાંના એક. જ્યાં સ્વેચ્છાએ ન ગયો ત્યાં સ્વાર્થે પ્રેર્યો. હું કંઇક ક્ષોભથી એમને ત્યાં ગયો. પિતૃતુલ્ય ભાવનાઓ પ્રથમ જ અવલોકી. મેં મારો સ્વાર્થ જણાવ્યો. જેટલી ઉત્કંઠાથી વિશ્વકર્મા ઇન્દ્રને આધિન થાય છે તેટલી ઉત્કંઠાથી તેમણે મારા કામ માટે તત્પરતા બતાવી. જો કે તેઓ વિશ્વકર્મા છે, પણ હું ઇન્દ્ર નથી

શ્રી હસમુખ પંડિત તો જાણે કો ઝાડીમાં છૂપાયલું પંખીડું. એમણે મને મુખપૃષ્ટ દોરી ઉપકૃત કર્યો. ઊગતા સાહિત્યકારોની પ્રેરણાને પોષનાર

શ્રી ઈશ્વરલાલ વીમાવાળાએ મદદ ન કરી હોત તો આ પુસ્તક ઘણું મોડું પ્રગટ થયું હોત. એમનો આભાર કેમ ભૂલી શકીશ?

કીડી મંકોડા જેવા તો અક્ષરો ઘણાના હોય છે પણ દેખતાને આંધળા કરે તેવા ઘણા થોડાના છે. એમાંનો એક હું છું. આખો ય ગદ્ય વિભાગ ફરીથી શુદ્ધ અક્ષરે લખવાનો ધન્યવાદ મારા મિત્ર ભાઈ બંસીધરને ઘટે છે.

પણ વાંચક! તને નથી લાગતું આભાર એ છટકબારી છે, છતાં તેનો ઉપયોગ કરવો જ રહ્યો. તે સિવાય એવું કોઈ દ્વાર નથી કે જેથી તેમના ઉપકારો પાછા વાળી શકું.

કો જેફ્રી તો આ પુસ્તકને વાંચી એમજ કહે કે "અવું જરાય ન ચાલે." પણ જેફ્રીનો ભય રાખ્યો હોત તો પ્રસિદ્ધિનું સાહસ જ ન કર્યું હોત; પણ આપણા સાહિત્યમાં જેફ્રી છેજ ક્યાં? બલ્કે તેની તો જરૂર છે. આપણા સાહિત્યમાં વિવેક એટલો બધો ઘૂસી ગયો છે કે લેખકની વિરૂદ્ધમાં કાંઈ પણ કહેવું હોય તો તે એટલી તો નમ્રતાથી કે તેનો લગભગ બધો જ જોસ અને સાથે સાથે વાંચનનો રસ પણ સૂકાઈ જાય છે આપણા વિવેચન સાહિત્યમાં 'Johnsonian spirit of thrash out'ની ખોટ સ્પષ્ટ જણાય છે.

ગુજરાતી સાહિત્યના પૂરા સો પુસ્તકો પણ વાંચ્યા નથી. તેમાંય કાવ્ય ગ્રંથોમાં તો શ્રી નાનાલાલના કેટલાક ગ્રંથો અને 'ગંગોત્રી' ભણ-વામાં આવેલો એટલો જ. ખરું જોતાં કાવ્ય વાંચનમાં હું જોઈતો રસ લઈ શકતો નથી. અત્યાર સુધીમાં અઢાર વીસ કાવ્યો રચ્યાં છે તેમાંથી તેર અહીં મૂક્યાં છે. કેટલેક સ્થળે છંદની વધુ પડતી છૂટ લીધી છે.

'દેવી' એના આદર્શમાં તેમજ નવલિકા તરીકેની રચનામાં નબળી છે. વાર્તાનો અંત બંધબેસતો નથી. વીજળીથી મૃત્યુ શોધનાર વીંછીથી બચે છે. મરણનો નિર્ણય કરવાને દિવસે જ અવન્તિકાના લગ્નની કંકોત્રી આવે છે; છતાંય આખરે તો માથામાં લોખંડ ! હૂક વાગવાથી જ અવસાન થાય છે. મે નાનાલાલની 'ઉષા' વિશે લખ્યું

છે કે તેનો અંત અકસ્માતથી નબળો પડે છે તો 'દેવી'માં પણ પિયૂષના મૃત્યુથી જે લાગણી ઉદ્દ્ભવવી જોઇએ તે લાગણી અકસ્માતના યોજનથી મોળી પડે છે

'તેમાં જીવનની ઊંડી ફિલસૂફીનું દર્શન નથી.' બલ્કે તેની અસર યુવાન માનસો પર ખરાબ પડે તો નવાઇ નહીં. નવલિકાના પ્રમાણમાં તે કંઇક વધુ પડતી લંબી પણ છે. 'પિયૂષ તો કાદંબારીમાંના પુંડરીક જેવો લાગે છે.' નિરાશાથી તે કચરાઇ ગયેલો લાગે છે. અનંન્તકાનું પાત્ર ખીલતું નથી; કેવળ પડછાયારૂપ છે.

'સ્ત્રી'ના નિબંધમાં નવીન વિચારની ખામી છે એ જાતિ વિશે ચવાઇ ગયેલા વિચારોને ઉપરણું સારું પહેરાવ્યું લાગે છે. કિંતુ એ તો ખાલી ચણો વાગે ઘણો.

'ઉષા' પરનું વિવેચન પ્રથમ પ્રયત્ને ઠીક છે. પણ આખરે તો તે સાહસ જ છે.

મધુપંકજ પરત્વે મારો પક્ષપાત છે. તેના વિવેચનમાં ટીપાંજ શોભે. લખાણમાં શું ફાયદો ?

આટલું કબૂલ કર્યાં પછી હું કહી શકું કે મારે દેદિપ્યમાન સૂર્ય નથી થવું અમાવાસ્યાની ચંદ્રવિહિન રાત્રિના કોઇ ટમમગતા તારલા બનવું છેઃ મારે ઊંડા ગગનમાં ઘૂમતા ગરુડ થવાની ઇચ્છા નથી, પણ પૃથ્વી પરના આંબાવાડિયામાં ઠેકડા મારતા મયુર થવાની અભિલાષા તો છેજ; મારે ગર્જના ઘૂઘવતા મહાસાગર નથી થવું પણ એક માત્ર વર્ષામાં વહેતા નાનકડા વહેળા તો થવું જ છે.

આખરે તો આ પુસ્તક

"તે પંખીની ઉપર પથરો ફેંકતા ફેંકી દીધો,
વાગ્યો તેને અરરર પડી ફાળ હૈયા મહીં તો."

બળેવ ૧૯૯૬ ] મધુચંદ્ર



# સ્વ૦ શ્રી. કૃષ્ણલાલનો અલ્પ પરિચય

એ સંત હતા પણ વૈરાગી ન હતા; સંસારી હતા. નાગર હતા પણ સત્ય પર તેમનું મમત્વ અધિકું હતું. પુરાણા સાહિત્યના પ્રેમી હતા એટલું જ નહિ પરંતુ 'હસ્તે કૃષ્ણ સુહાય,'× લેખન કાર્ય પણ કરતા. કવિતા રચતા, વાર્તા લખતા, નિબંધ લખતા તેમજ ઘરસંસારમાં જરૂર પડે તેવા વિષયો પર પુસ્તકો બનાવતા. એકલા ગુજરાતિમાં નહિ કિંતુ સંસ્કૃત, અંગ્રેજી તેમજ હિંદીમાં પણ તેમણે લખ્યું છે.

તેમણે સમાજસેવા ઘણી કરી એ હું પૂરતી ખાત્રી વગર કહી શકતો નથી; પણ તેઓ શ્રી ભોગીન્દ્રરાવ દીવેટીયાના 'બંધુ સમાજ'માં કામ કરતા તેમજ 'સુંદરી સુબોધ'ના પ્રકાશનમાં મદદ કરતા. હું એમને ઘણી વાર સાર્જંટરાવ બિન્દુભાઇ તથા શીવુભાઇ દુકીળ વિશે વાતો કરતાં સાંભળતો પણ હું નાનો હતો મૂઢ હતો. દુકીળ કુટુંબ સાથેનો મારો પૂર્વવત ધાડ સંબંધ ચાલુ છે.

તેઓ ગર્ભશ્રીમંત હોવાથી બાળવયમાં જ તેમનાં લગ્ન પૂ. સુશીલાબ્હેન જોડે થયાં. ઊંચી કેળવણી પ્રાપ્ત કરી જુદે જુદે સ્થળે સ્થળે જુદી જુદી નોકરી કરી છેવટે વડોદરામાં ગાયકવાડી સ્થાયી નોકરી મેળવી છેવટ સુધી જાળવી. તેમના સહવાસમાં હું તેર વર્ષ રહ્યો. એમણે જ મને ઉછેર્યો એમ કહું તો જરાય વધુ પડતું નથી. મારા પિતાના તેઓ ગાઢ મિત્ર હતા. છેલ્લાં ઘણાં વર્ષો સાથે પણ રહ્યા હતા.

તેમની પ્રકૃતિ જેટલી તામસી હતી તેટલી જ રમુજી તથા દયાળુ હતી. જેટલો તેમને પ્રભુ પ્રત્યે પ્રેમ હતો તેટલો જ બાળકો પ્રત્યે પણ હતો; નોકરી કરી વળતી વખતે શેરીના બધાં જ બાળકો માટે કંઇક ને કંઇક રોજ લાવતા. એમને મન 'બાળકો પ્રભુના પયગમ્બરો' હતા.

તેઓ મને દેવદર્શને લઈ જતા. જો હું સાથે ન જતો તો તેમનું

---

× શ્રી રામમોહનરાય જસવંતરાય.

મન અતિશય દુભાતું. મને સંસ્કૃતનો શોખ તેમણે જ વળગાડેલો. ભગવદ્ ગીતા બાળપણથી શીખવવાનો આગ્રહ તેમણે રાખેલો. અમે ચારે ભાઇ બેનોમાં મારા પરત્વે તેમનું વાત્સલ્ય અધિકું ઉછળતું. મારા માટે મારા નાનપણથી ઊંચી આશા સેવતા; પણ હું ઉંમરે મોટો થાઉં તે પૂર્વે તો યમરાજે તેમનો સ્વાસ રુંધ્યો.

કેટલાક સંજોગોવશાત્ તેમની કૃતિઓને પ્રસિદ્ધિ આપવાનો તેમનો વિચાર અપૂર્ણ જ રહ્યો. એ વિચાર હું પૂર્ણ ન કરું ? ઇશ્વર કૃપા હશે અને અહીં મૂકેલાં કાવ્યોને પૂરતો આવકાર મળશે તો એમની બીજી કૃતિઓ હું ગુજરાત સમક્ષ ધરીશ.

ચારેક વર્ષ પહેલાં એમની 'ડાયરી' મેં હિસાબ લખવાને બ્હાને લીધી. તેમાં આ કવિતાઓ જોઇ. પણ મને તેમાં રસ ન પડયો તેની કિંમત ન જાણી. ચારેક માસ પૂર્વે તે કાવ્યો ફરીથી વાંચતાં મને કંઇક અગત્યનું લાગ્યું; શ્રી દેશળજીભાઇને સોંપ્યાં. તેમણે કેટલાંક ચૂંટી કાઢયા ને પ્રકાશનની સંમતિ આપી. કેટલાક અક્ષરોના ફેરફાર સિવાય એ કાવ્યો જેવાં છે તેવાં જ મૂકયાં છે.

ભોગીન્દ્રરાવ દીવેટીઆ—જીવન, સમય અને સાહિત્ય—ના પુસ્તકમાં શ્રી શાંતિલાલ તોલાટ લખે છે કે—

'કૃષ્ણલાલ હ. પંડિત ટૂંક સમય પૂર્વે અવસાન પામ્યા (૧૯૩૩). તેમણે શીવુભાઇ બાપુભાઇનું જીવનચરિત્ર લખવા માંડયું હતું પરંતુ તે અપૂર્ણ જ રહ્યું લાગે છે. (હજુ મેં એમની બધી કૃતિઓ જોઇ નથી એટલે આ વિશે અત્યારે હું વધુ ઉલ્લેખ કરી શકતો નથી.) તેમણે શીવુભાઇની સઘળી કૃતિઓનો અભ્યાસ કર્યો હતો. શીવુભાઈ અવસાન પામ્યા ત્યારે તે વખતે તેમની છેલ્લી નવલકથા 'મંજરી' અધૂરી હતી તે કૃષ્ણલાલે પૂરી કરી. અને તે વાર્તા ઇ. સ. ૧૯૧૯માં 'ગુજરાતી પંચની ભેટ તરીકે પ્રકટ થઇ હતી.'

મધુચંદ્ર.



# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧ | ૮ | ઊજળા | ઊજાળા |
| ૭ | ૭ | ત્રિચરતી | વિતરતી |
| ૧૦ | ૫ | સ્નેહનું | સ્નેહીનું |
| ૧૧ | ૨ | કવિ ! | કવી |
| | | ગદ્ય વિભાગ | |
| ૭ | ૧૪ | ઘુંઘવાઈ | ધુંધવાઈ |
| ૮ | ૧ | હયું | હૈયું |
| ૨૮ | ૮ | તડતાળ | હડતાળ |
| ૬૧ | ૩ | જેવા | જેવી |
| ૩૨ | ૩ | વરસની | વરસતી |
| ૫૩ | ૨ | done | dare |
| ૫૪ | ૮ | સિદ્ધ | ઇતિહાસ સિદ્ધ |
| ૬૭ | ૧૦ | ઓના | ઓ વિના |
| ૭૭ | ૮ | છે. | છે ? |
| ૭૮ | ૧૫ | કિંતુ શબ્દ | કિંતુ કઠીન શબ્દ |
| ૮૫ | ૧૫ | કમાવવાની | કરમાવવાની |
| ૮૮ | ૮ | વિષવાદ | વિષાદ |
| ૧૦૫ | ૧૪ | પ્રભુજી | પ્રભુજી |
| ૧૦૬ | ૧૧ | સ્વપ્ન | સ્વપન |

# આંધી

'મધુચંદ્ર'
નાં
કાવ્યો

કાવ્ય વિભાગ

## : : મનન મછવે : :

પડી સંધ્યા ઘેરી તવ સરિત કંઠે જઇ ચઢયો,
અજાણ્યા શો દોડી મનન મછવે હું જઇ વસ્યો;
હલેસાં કીધાં'તાં ભૂત ભવિષ અધુના સ્મરણના.

પડી દૃષ્ટિ ઊંડે ગત સમયનાં કૃષ્ણ જળમાં,
કુકૃત્યો કેરાં જે: ઘટ વરસતાં આતુર દળો,
ભરેલી ભાસે આ ક્રમ કરમની વાસ્તવિકતા.

ઠરે દૃષ્ટિ ઊંચે ફરફર થતા આશ સઢ પે,
ખરે! આ ઊજળા સઢ મન પ્રફુલ્લિત કરતા;
પછી તે ચીરાતા કરમ પવને એક પળમાં.



## મા—સૂનાં

વર્ષો ઘેલાં
વાદળ આવ્યાં
ગિરિશિખર પે શાંત સૂતાં અબોલાં.

દોડી આવે
દુઃખો તેવાં
ભમી ભમી રણે હૈયે આરામ ભૂખ્યાં.

બાળુડાં શાં
થાકી જાતાં
ઘર ઘર થકી આવજો પોઢવાને

આપણુ સાથે
બાથં બાથે
બહુ બહુ રમશું સર્વદા મા-સૂના ઓ!
પણ નવ પજવો સુખ રાતે સૂતેલાં.

## એ હાસ્ય

હીંચે જેવી જલલહરીએ તારલી કો નભેથી,
તેવું છલકે વિમલ વદને હાસ્ય માધુર્ય ઘેર્યું:
નવલ સરલ કિંતુ હૈયું મારું હસાવ્યું,
નવ બસ નીરખું એ એકદા જે ગુમાવ્યું!

# પૂર્ણિમાનો રાસ

ચંદની ઢળે છે ઉર તણા આભમાં,
ચંદની નેહની અનેરી.... ચંદની ઢળે છે.

સ્નેહનો સુધાંશુ સખી! ખોળે ખેલું
સખી! ખોળે ખેલું
ઝૂકું ઝૂલું મીઠી એ ચંદનીની ધારે.... ચંદની ઢળે છે.

તારલો હિલોળે સાગરના નીરમાં
નીર એનાં હેલે ચઢ્યાં છે.... તારલો હિલોળે.

સાગરનાં નીર સખી! હૈયે ઢળે
સખી! હૈયે ઢળે,
ડોલે ડોલે તારલો હઇડાંને હેલે.... તારલો હિલોળે.

મોરલો નાચે છે ઉર વાટિકામાં
મોરલો મોંઘો અમૂલો.... મોરલો નાચે છે.

ઝાંઝર ઝમકાવે સખી! હૈયે મારા
સખી! હૈયે મારા
નાચીનાચી નચવે છે ઉર મારું 'થૈ થૈ'.... મોરલો નાચે છે.

ચંદની ઢળે છે ઉર તણા આભમાં
ચંદની નેહની અનેરી.... ચંદની ઢળે છે.



## ગુલાબને

સ્નેહે તારું રજ ભરિત છે: તીક્ષ્ણ કાંટા ભરેલું,
હો વા ના હો, ઘણુ રસિક છે રૂપ ગુલાબ તારું;

ઊડે પવને ત્વરિત ગતિએ વાસ તારી નિરાળી,
ઊડે છે પાંખડી ઝડપથી. કેમ ઊડી શકું ના?

બેસી ઊડી મધુરી સ્મૃતિએ શાંત વિશ્રામ લેવા,
પાંખો મારે પણ તુજ સમી કલ્પનાની બનેલી.

## રણકાર નાનો

બેઠો પ્રભાત સમયે જવ ચાહ પીવા,
હેમંત* હેત કરતો તવ બેઠો ખોળે;
દીધી પીવા દૂધ તણી ભરીને રકાબી,
ગુસ્સે ભરાઈ લટકો કરી હાથ માર્યો.

ભોંયે પડી ખણુણુ એમ સ્વરે રકાબી,
પલકાવ્યાં નેત્ર ક્ષણ બે મનમાં વમાસી;
તૂટી છતાં ક્ષણિક એ રણકાર સાથે
સંદેશ દેય તદપિ કંઈ કાળજૂનો–
"એવો જ યૌવન તણો રણકાર નાનો!"

* મારો ભાણેજ

# એક અનુભવ

સૌંદર્યથી વિમલતા અદકી દીપે છે.
તેથી વરે સકલ વિશ્વ સુરૂપતાને;
એવી પવિત્ર નીરખી મધુ વાટિકા કો;
આનંદના સમીરણો વિલસે ઉછંગે,
ડોલે સુમંદ લહરે સુલલિત પુષ્પો.

છૂપે હૈયે ગમન કરતો વાટિકા વ્હાલી પાસે
ફૂળાં ભોળાં સુમનગણ જ્યાં નર્તતાં ચંદ્રિકા એ
ચાહ્યો તેનાં જીવન કચરી શાપ શીર્ષે ચઢાવી
પાપી મારૂં હૃદય ધડકે. .... ... .... ....
સૌંદર્યે હું ફરતી નીરખું કોઈ અંધાર છાયા
વાતો વાયુ ભય ઉચરતો "આશ તારી અધૂરી"

---

# તુષાર

થથરતું મુજ જીવનપાંદડું,
અકળ ભાવિ પ્રચંડ પ્રવાતથી,
ઝગત બિન્દુ તુષાર નિરાશનું,
સળગતું બહુ ગ્રીષ્મ પ્રતાપથી.

---

# ઉષા

ઉષાએ બાંધ્યા મેઘમ્હેલ રંગીલા,
આભની અટારીએ સૂરજ સંતાયો.

ઉષાને આંગણે ઊડે પંખીડાં,
લીલી લીલી ડાળે નાચે છે ઢેલડી.

ઉષાની વાડીએ ખેલે છે ફૂલડાં,
કૂદે ને લેટે છે વાયુની ધારે.

ઉષાને આંગણે બાજે છે બંસરી,
આંબે કોકિલા કૂજે છે બંસરી.

ઉષા મંદિરીએ વાગે છે દુંદુભિ,
દેવને જગાડતી ઉષાની દુંદુભિ.

ઉષાને આરે સીંચે છે પાણીડાં,
ગાગર છલકાવી સીંચે પનિહારી.

ગાયો ગોપાળ કો ડુંગરે ચરાવે,
મધુરા રણકારે હૈયાં ડોલાવે.

રશ્મિની દોરીએ વિરાટ કો મોહિની,
આભને હિંડોળે ઝૂલે અલબેલી.

## કાવ્યગંગા

" શોધું તુંને બહુ બહુ સ્થળે,
તદપિ ન મળે—"
ત્યાં વદી એક ગંગા;

" પાસે છું; છું હૃદય વસતી;
પણ ન દીસતી
એવી મારી ગતિ શું !

હું છું હૈયે તવ વિચરતી
મધુ વરસતી
ભાવના પૂર્ણ ઊર્મિ.

વ્હેતી છંદે શાંત સરવરે
મૃદુ કલરવે
પુણ્યની કલ્પના શી !"



## ઝાંખી

તુટેલ તાર ધરતી અધૂરી શી વિણા,
ગગને ચઢે છે ધનુ મેઘનું અર્ધ જેવું,
જેવી રહે છે જળઆશ રણે અધૂરી,
તેવી જ છે મનુજઆશ સદાય ઝાંખી.



# શિષ્યવૃત્તિ

સંધ્યા સમે સૂર્ય વિલીન થાયે
આકાશ મધ્યે નવરંગ પૂરી.
બેઠી કિનારે સુકુમાર બાલા
ઝરતું મૃદુ હાસ્ય મુખે. વળી છે–
સોહામણો સાળુ સુઅભ્રરંગી.
ગ્રહ્યો કરે સંસ્કૃત ગ્રંથ ન્યારો.
ઝાંખો થયો સૂર્ય પવિત્રતાએ
ને ચંદ્ર જેથી ક્ષિતિજે લપાયો.
છે મગ્ન તે વાંચન ગૂઢ મધ્યે
આવી સમુદ્રેથી સરસ્વતી ત્યાં
ધીમી ગતિએ છૂપતી લપાતી.
અર્પી ગ્રિવામાં જવ માળ હર્ષે
જાણે ખીલ્યાં મ્હોર આંબે વસંતે
ભેટી દીધી દેવીએ શિષ્યવૃત્તિ
દિવ્યાંગનાઓ સમ બેઉ દીપે.



# ઝાંખી

સ્વ૦ શ્રી 'કૃષ્ણ'

નાં

કાવ્યો

કાવ્ય વિભાગ

..............................

# એ સંતને....

સિંધુ ઘેરો ઘૂઘવત વહે ઘોર. ઊંડેય ધીરો;
ગાજી ઘૂમે જનવમળમાં દેહ બેભાન તેનો,
આતુરાત્મા નિશદિન ઊંડે ઇશસંપર્ક ઝંખે.

હતો એ પુણ્યાત્મા પણ જગ ભૂમિ પુણ્ય ન હતી,
વસે છે આ જગમાં અસૂર અધિકા સૂર કરતા.
વધાવે છે ધરણી ગગન ઘનથી સિંધુ ધસતા,
ઝીલ્યા તેણે ધીર હૃદયથી આવતાં દુઃખ દોડી.

સુણેલો આત્માને અમૃતસમી ધારા ઉચરતાં.
વન સંસારે ફરત અણુપ્રીચ્છયો જગે સંત મોટો;
વૃદ્ધિ કરશે અવિચળ સ્થળે સ્થાન સપ્તર્ષિ જૂથે.

પુરાણા સાહિત્યે બૂદ્દિદલ ભમે ખંત ધરીને,
વળી જાગી જ્યારે સકળ જીવ પોઢે તવ લહે;
કવિની કલમે મૃદુરવ પૂરે તારલા આભલેથી,
એ હંસાએ મરણ અધરે ગાન ગાયું વિભુનું.

મફતચંદ



## પરીક્ષા

( બીજે વર્ષે પણ પરીક્ષામાં નાપાસ થતાં )

ને પિશાચિણી જેવી રૂધીર યુવકનાં જે પીવામાં જ શૂરી,
એવી દુષ્ટા પરીક્ષા મહીં જય ન મળ્યો તો શું નિવીર્ય બુદ્ધિ ?
ના ના હું તે ન માનું, તુજ મન કરશે કેમ શું એ કબૂલ ?
માને કે ના તું માને પણ મુજ મનથી ડાકિણી છે પરીક્ષા.

## નૈરાશ્ય

નૈરાશ્ય અબ્ધિ મહીં ના ડૂબું હું,
નૈરાશ્ય તો છે મુજ પ્રાણમિત્ર;
નૈરાશ્ય તો કામ દ્વિગુણ આપે,
નૈરાશ્ય ઉત્સાહ વધુ વધારે.

# સ્વાર્થી બંધુને

૧

લખતાં મમ હસ્ત આ ધ્રૂજે
મમ ચક્ષુ મહીં અશ્રુઓ ઝરે;
અપિ આ સમયે શું થાય છે?
કયમ આ કાળજું ચિરાય છે?

૨

નહિ સ્નેહ તણી પીડા થકી કદી સ્નેહનું હૃદય દુભતું વળી,
નહિ મિત્ર તણા બહુ દુઃખે સુખમાંહી દુઃખ આવતું રખે!

૩

નહિ હો દી ન ગર્વ છાંડજે, મમતા માંહી રચીપચી રહી;
તુજ સ્વાર્થ સદા તું સાધજે, તુજ બંધુ હૃદયથી તું છોડજે.

૪

કરી ત્યાગ તું મિત્રનો વળી, સુખ શૈય્યાની મહીં તું સૂઈજે,
તુજની વધુ સાથ મ્હાલજે, નહિ કો કંટક–મિત્ર વાગશે.

૫

સુખી રહેજે વ્હાલા, તુજ હૃદમહીંથી તજી મને;
બની આનંદી તું, તુજ વધુ સહે શર્મ લહજે.

હવે ના કો દીને, તુજ ગૃહ સુખોમાં દુઃખ કરૂં
રહી એકાકી હું, તુજ કવિ! પથે નાહીં વિચરૂં.

૬

ભલે તું તો મ્હારૂં બધુંય ધન લૂંટી લઇ જતો,
ભલે તું વાકબાણે વીંધી વીંધી અતિશે રીબવતો;
ભલે તું આ મ્હારૂં જીગર ચીરી રક્ત જ પીએ,
તથાપી આ કૃષ્ણ, નહિ નહિ તને કો દી ભૂલશે.

તા. ૧૩-૧૧-૩૩ ગોધરા.

---

## આત્મઘાત

ત્યારે તું એમ જાણે હું શું ડૂબી જઇ આ નિરાશા સમુદ્રે
ચિંતાગ્રસ્તે મને હું કરીશ શું મુજની આત્મહત્યા તું ધારે?
ના ના તે તો કદી ના મુજ મન મહીં છે સ્વપ્નમાં યે વિચાર
આત્મહત્યા તહીં ના, જીવિત નર તો ભદ્ર પામે સદાયે.

# દેવીનું દર્શન*

૧

મધુરી મધુરી વીણા વાગતી'તી ધીમેથી,
ફુર ફુર ફુર ફુવારે ઊડતું શાંત વારિ;
ચતુર દિશ વિશે શી શાંત શીળી પ્રસારી
ઉપવન તરુઓમાં મંદ વાયુ વહન્તો!

૨

રાત્રિ તણા દ્વાદશને સુમારે,
આવી અહીં કો ભટકન્તી બાળા;
દૃષ્ટિ ક્ષિપન્ત્વી સરવે દિશામાં,
આનંદથી શુક રમાડતી તે.

*આ કવિતા જ્યારે હું અમદાવાદ ૧૯૦૦થી ૧૯૦૭થી સુધી રહ્યો હતો ત્યારે ૧લી ઓગસ્ટ ૧૯૦૬ના રોજ લખી હતી, બનાવી હતી.

કવિની અંગ્રેજીમાં સહી

ગોધરા તા. ૧૩–૧૧–૩૩

આજ ૨૭ વર્ષે ફરીને આ ચોપડીમાં લખું છું.

આ કાવ્ય ઉતાર્યાં પછી એક બે દિવસમાં જ કવિનો દેહ પડ્યો હોય એવું મારા ધ્યાનમાં છે. —સંપાદક

૩

આ વેળા ચંદ્રમૌલિ હર્ષિત વદને શાંતિ માંહે વિરાજે,
આનંદેથી મધુર મધુરું ગાન વીણા સ્રવે છે.
શતપત્રી કો કરકમળમાંહીં ફ્રરન્તું દીસન્તું,
શાંતિ શાંતિ વિણુ નવ કંઈ નાદ કર્ણે પડે છે.

૪

મહાદેવી પોતે કર કમળને પ્રેમ ધરીને
વગાડે શું વીણા અતિ મધુર વેદોક્ત ધ્વનિયે,
અહા, શું લાલિત્ય! સ્ફુરતું સ્ફુરતું તેજ ભરતું!
અહા, શું માધુર્ય! સ્મિત મુખ મહીંથી જ ઝરતું!

૫

વીણા તણા તાર મૃદુ રવન્તી,
રક્તાંગુલિશી ફ્રરતી દીસન્તી!
ત્રિલોકમાં ગુંજન શું કરન્તી,
મધુર આલાપ રહી રટન્તી.

૬

ખળ ખળ ખળ વહન્તું ગાંગ વારિ જણાતું
હિમકર સિત રશ્મિ તેજ શાંતિ ક્ષિપન્તું.

ચરણ કમળ પાસે ગુંજતા કૈં દ્વિરેફો,
અતુલિત મુદથી જ્યાં ચુંબતા પાદપદ્મો.

૭

ઊભું ન્હોતું ય દ્વારે કો, ન કન્યા નવ કો ગણ;
શાંતિ શાંતિ દીસન્તી'તી ૐકાર ધ્વનિથી અહીં.

૮

બાળા પ્રણામ કરી મસ્તકને નમાવી
ઊભી મહાદેવી સમીપ આવી;
નીચી કરી ડોક વળી નમીને
વેદોક્ત વાણીથી વધો જ શુક.

૯

"હે માતા તું ત્રિલોકની, તુજ વિના કો ના દીસન્તું અહીં
જ્યાં ત્યાં શક્તિ પ્રસારી માત રહી તું, અદ્ભૂત સત્તાથકી.
તું ઇચ્છા જ પ્રભુ મહેશતણી છો આદ્યન્ત વિના વળી
હું શું બાળક સ્તુતિ તારી કરવા ધારું જ શક્તિ કહી!

૧૦

મેં કોટિ જનમો ધરી સ્તુતિ તુંની સેવા કદી ના કરી,
કો દી અર્ચન ગંધ પુષ્પ થકી ના કીધાં હ્રદયે વળી,

ત્હારું મંગળ નામ જાપ કદીયે કીધું નહિ મુખથી,
તોયે તારી કૃપાની આશ ધરી હું, જગદમ્બ! આવ્યો અહીં.

૧૧

તારો મા! ભવસાગરો થકી મુને અંબે મહિષાસુરી,
કામ ક્રોધ રિપુ પિડંત અતિશે, તેથી બચાવો મુને;
આધિ વ્યાધિ ઉપાધિ બાધ મુજને કો દી કરી ના શકે,
એવી તારી કૃપા હું પ્રાપ્ત કરવા મા આજ આવ્યો અહીં.

૧૨

સેવા તુજ તણી મહર્ષિ મુનીઓ કરતા ઘણા ધ્યાનથી,
ત્હારા નિયમનું ઉલ્લંઘન વળી કોઇ કરે ના કદી;
ત્હારા પૂજનમાં જરાક ચૂકી જઈ વાંછા કીધી ભોગની,
જેથી સ્વાત્મરિપુ બની હું પડિયો દુઃખોદધિની મહીં.

૧૩

દ્રવ્યો પાર્જનમાં મચી હરનિશે કીધા પ્રપંચો અતિ,
કૃત્યો દુષ્ટ અનેક હાય કરિયાં ધ્રૂજું છું તેથી અતિ.
આ આત્માથકી ભોગવ્યાં સુખ દુઃખો સંસારનાં માત! મ્હેં,
કો દી નામ લીધું નહિ તુજતણું સ્વાત્માર્થ માટે અરે.

૧૪

ત્હારા પૂજનમાં પ્રતીતિ કરી ના આનંદ લીધો કદી,
સાંસારિક સુખો મહીં જ ડૂબી જઈ આનંદ લીધો અતિ;
આ સંસારતણી અશાશ્વત ચીજો માંહી ધરી મોહ મેં,
લક્ષ્મી, કીર્તિ અતીવ પ્રાપ્ત કરીને ગર્વાંધકારે ડૂબ્યો."

૧૫

વીણાતણો સૂર ધીમો પડ્યો'તો,
મંદ ધ્વનિ વાદ્ય મહીં જણાતો;
ચો પાસ સુગંધિ સમીર વાતો,
શાંતિ વધારી અતિ શર્મ દેતો.

૧૬

અતુલિત પ્રસરન્તું કોટી સૂર્યોનું તેજ,
સરવ દિશ દિસન્તી દિવ્ય જ્યોતિથી વ્યાપ્ત.
ચકર ચકર ફરન્તું તેજનું તેહ બિંબ
વિલસતી જહીં દિસે દિવ્ય દ્વિમૂર્તિ રમ્ય.

૧૭

અતિ સુંદર તેજથા વ્યાપ્ત ક્ષણે
દિસતી પ્રભુમૂર્તિ અલૌકિક શું !

તહીં દૃષ્ટિ અગોચર જહદી થઇ
ક્ષણુ અન્ય મહીં કંઇ શું વિલસે ?

૧૮

ક્ષણુમાંહી અનેક સ્વરૂપ ધરે,
ક્ષણુમાં શશિ સૂર્યનું તેજ સ્ફુરે;
અતિ હિમમયી વળી કાન્તિમયી
ક્ષણુમાં કંઇ નૂતન રંગ ધરે

૧૯

ક્ષણુમાં વળી પ્રકૃતિ સાથ હિસે,
અગણિત પ્રભાથકી ભાસતી જે;
જહીં દિવ્ય કુસુમતણી કલગી,
રહી કેશ મહીં અતિ કાન્તિમયી.

૨૦

વળી શું કરમાં ક્ષણુમાં હિસતી,
કંઇ દિવ્ય વીણુા મધુરૂં રટતી;
મીઠડું મીઠડું અમી શું ઝરતું
કંઇ ગાન થતું, વળી બંધ થતું.

૨૧

ક્ષણમાં કંઇ ગાંગનું વારિ ઊડે,
વળી શું રવ ભૃંગનું વૃંદ કરે ?
ક્ષણમાં વળી ભૂતગણો હિસતા,
કંઇ તાંડવ નૃત્ય તહીં કરતા.

૨૨

ક્ષણમાં કંઇ જ્યોતિ સ્વરૂપમયી,
લલનાગણ નૃત્ય કરન્તુ વળી;
અહી દિવ્ય કુસુમની માળ જહીં
પ્રભુ કંઠ મહીં ધરતું મુદથી.

૨૩

અતિ રમ્ય લીલા પ્રભુની બનતી,
કથવા કહી છે કંઇ કો'ની મતિ ?
અકલિત લીલા પ્રભુને ધરતા,
નહિ પામર પાર જઈ શકતા.



# આંખી

લેખક

શ્રી

'મધુચંદ્ર'

ગદ્ય વિભાગ

# દેવી

જ્યાં આથમી ના ચંદ્રિમા, ખીલી રહી મધુરી પ્રભા;
પૂરા થયા જ્યાં શોક ના, આશા તણા ચમકાર છે.
કિંતુ,
રવિબિંબથી ખીલતી કળી, રાત્રિ પડે કરમાય છે;
આશા પછીથી શોકની, ઘટમાળ એવી સંચરે.

'અવન્તિકા, ક્યાં ગઇ?'

'આ રહી, પણ ખરું કહેને તને કોણે કહ્યું?'

'અમને તો મી. શાસ્ત્રીએ કહ્યું કે તું પહેલા વર્ગમાં આવે છે.'

'જારે જૂઠડી.'

અવન્તિકા હળવેથી હેમુના ગાલ પર ટપલી મારી દોડી

ગઈ; તેની પાછળ આખુંય મંડળ મીઠો કલનિનાદ કરતું ઊપડયું.

'હેમુ, પહેલા વર્ગમાં બીજું કોઇ છે?' તેણે પાછળ ફરી પૂછયું.

'અમને શી ખબર?'

'તુંજ હોય એટલે શાની કહે?'

'નારે બ્હેન, અમારે કયાં માન કે શિષ્યવૃત્તિ મેળવવાં છે. તારા પછી તો કોઈ પુરુષ આવે છે.'

'એમ કે!'

'ખરી! તારે મન પુરુષો પહેલા વર્ગને માટે નાલાયક. જ્ઞાનનું બધું માન સ્ત્રીઓએ ખાટી જવું એમજ ને? ને વળી............'

'મારે, તારું નિરર્થક લંબાણ નથી સાંભળવું. ટૂંકમાં પતાવને!'

'ટૂંકો જવાબ આપું?'

તેણે અવન્તિકાની કાનપટ્ટી પકડી 'ફૂકરે ફૂક' નો મંત્ર ફૂંકી કંઇક કહ્યું.

'હં...............?!'

તેના મુખ પર સંતોષ જણાયો: કિંતુ ક્ષણભરમાં તે પર

ગંભીરતાનાં આવરણ ઢંકાયાં.

'ચાલો બાજુની વાડીમાં. અવન્તિકા, આજ તું રાસ ગા, અમે તે ઝીલશું.'

મંડળની કોઇ સભ્યે દરખાસ્ત મૂકી.

'હા........હા........હા........' દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ.

ગુજરાત કૉલેજનાં દ્વાર આજે દિવાળીની રજા બાદ ખૂલ્યાં હતાં. આજ છ માસિક પરીક્ષાનું પરિણામ હતું. અવન્તિકા સંસ્કૃત તેમજ ગણિતના વિષયોમાં પીયૂષ કરતાં વધુ ગુણ મેળવી સરવાળે પણ વધી ગઇ. તેમની મૈત્રી ઘણી તાજી છતાં અતિ ગાઢ હતી. કેટલોક વખત થયાં લોકોના મલિન આક્ષેપોએ પીયૂષ અને અવન્તિકાની મૈત્રીમાં વિક્ષેપ પાડ્યો. અવન્તિકાની મૈત્રી પછી પીયૂષનાં ભણતરમાં ઢીલ પડવા માંડી હતી અને તેની તેને બહુ તમા પણ ન હતી. આજે તેણે મેળવેલા પરિણામથી હર્ષ થાત; કિંતુ એક જ હૃદયઘાતક બનાવ પછીના સર્વ ઉત્સાહો વિષમય બન્યા. યુવતી મંડળ ગરબો યોજવા ઉપવનમાં ઊપડ્યું છે, એ વાત, આખાયે વિદ્યાર્થી મંડળમાં સ્હેજમાં પ્રસરી ગઇ. પછી તો 'કુંગન' પરના પ્રથમ ધસારા જેવો તેમણે ત્યાં હલ્લો કર્યો.

ઉપવન વચ્ચે આવેલા મંચની આસપાસ વિદ્યાર્થીઓ ગમે તેમ ગોઠવાઇ ઘોંઘાટ કરવા લાગ્યા.

એ મંચના મધ્ય ભાગે એક આરસની સુંદર પૂતળી હતી. ન હતી તેને હાથ બંગડી કે લલાટ પર સૌભાગ્યનું ચિન્હ. તેનાં ઝીણાં લોચન નીચેનાં જણાતાં બિન્દુઓ જાણે તે કાયમને માટે પોતાના કમભાગ્ય પર રુદન કરતી હોય તેવું ભાન કરાવતાં. એમાં તો શિલ્પકારે સારીય હિંદુ વિધવા સંસ્થાનું દુઃખ દોર્યું હતું; પરંતુ તે પૂતળી નીચે 'આશા' શબ્દ કંઇક નવીન તથ્ય દાખવતો.

મૂર્તિની આસપાસ સર્વે બાળાઓ ગોઠવાઈ જઈ અવન્તિકાને આગ્રહ કરવા મંડી; આખરે અવન્તિકાનો મીઠો સૂર ગગનમાં રમણ કરવા લાગ્યો.

ફૂલડું ડોલે છે સરવરને કાંઠડે;
કાંઠડો હૈયા ઝૂંડેરો......................ફૂલડું ડોલે છે.
ફૂલની સુવાસ મારા હૈયે ખેલે
મારા હૈયે ખેલે
ઝૂરૂં ઝૂરૂં વીરી! એ ફૂલના વિયોગે......ફૂલડું ડોલે છે.

તેના કોમળ દેહને ગુલાબી ઘાટડી આવરી લેતી. તેની નીચે સંતાયલા ભૂરા ચણિયા પરનો જરીવાળો પટ્ટો તેના ઘૂમર

ઘૂમર ફરતાં સાથ જાણે ફેનિલ વિચિઓનું તુમુલ યુદ્ધ જામ્યું હોય એવું દૃશ્ય આપતાં નૃત્ય કરતો અને એ વિચિઓ પર સૂર્યરશ્મિનો મારો હોય તેમ તે ઝગઝગતો. ગુલાબી ચૂંદડી પરની લીલી વેલી તેની સોનેરી કાયાને ઘેરી લેતાં તે પ્રેમલત્તાના પાશથી બધ્ધ થએલ રતિ સમ દિસતી; પણ વાસ્તવિક રીતે તો તેની ફૂટતી યુવાની છતાં કુસુમધન્વાના શરનો સ્પર્શ સરખો પણ થયો ન હતો.

ગરબો પૂરો થયો. બીજા ગરબાની શરૂઆત થઈ. એ અરસામાં ખાદીધારી પીયૂષ અને પાશ્ચાત્ય પહેરવેશમાં અશ્વિન આવી લાગ્યા.

'પીયૂષ, આજ તારી દેવી ગરબો ગવડાવતી લાગે છે.'

'હા. એનો નાદ તો મેં ઘણે દૂરથી પારખ્યો.'

'અશ્વિન, પેલા મેદાનમાં પ્રકૃતિના આનંદ અને સૌંદર્યનો વિરોધ સાધતું પેલી દુઃખી આંધળી ભિખારણનું બાવલું તેં જોયું ?'

'હા, અને પેલું પુસ્તકાલયમાં હમણાં જ મૂકાયલું ઘંટી પાસે બેસી આક્રંદ કરતી ડોસીનું પૂતળું પણ જોયું.'

'એમાં તો દેવીએ આખા હિંદના દારિદ્રયનું કળામય દર્શન કરાવ્યું છે.'

'પણ હવે એને પોતાનેજ સાંભળીને તારા કર્ણને સંતોષ આપ.'

'અશ્વિન, હું તો આજ તેની સાથે છેલ્લી છેલ્લી વાતો કરી લેવાનો વિચાર ધરાવું છું.'

'વળી ગાંડપણ! એ તારી થઈ નથી, કે થવાની નથી.

'એ તો માત્ર તું એને બીજા સરખી હૃદયહીન ધારે છે તેનું પરિણામ છે. બાકી તે લલિત કુસુમદલ સમી છે; કોમળ હૈયાની છે.'

'હં........એ વાતમાં શું માલ છે? એ તો કેવળ તારા પ્રેમનો ઉન્માદ છે. હવે તારે પ્રેમના ઉન્માદ અને દુન્યવી વાસ્તવિકતાનો તફાવત સમજવો જોઈએ.'

'તો શું મારે તેને ન મળવું.'

'હરગિજ નહિ. સ્વમાન ખાતર નહિ. એક વખત એણે તારું અન્ય સ્ત્રી પાસે અપમાન કરાવ્યું, છતાં તું એને મળવા ચ્હાય છે! ખરેખર તું.......'

'પ્રિયજન પાસે સ્વમાન કેવું! પ્રત્યેક કાર્ય અમલમાં મૂકતાં પહેલાં મનુષ્યમાં રહેલી ઉદાર તેમજ દુષ્ટ મનોવૃત્તિનું યુદ્ધ ચાલે છે. તેણે જ્યારે એ કર્તવ્ય કરાવ્યું હશે ત્યારે ક્ષણભર માટે તેની ઉદારવૃત્તિ પર દુષ્ટવૃત્તિએ જીત મેળવી

હશે તેનું જ એ પરિણામ હતું. બાકી તેનું કોમળ હૈયું જરૂર પીગળશે અને........'

'તને ભેટી પડવાની, ખરું ?'

એમની વાત પૂરી ન થઈ તે પહેલાં ગરબાનો અંત આવ્યો. અવન્તિકા અન્ય સાહેલીઓ વચ્ચે નિર્દોષ વાતો કરતી મંચ પરથી ચાલવા મંડી. વર્ષાઋતુમાં ઊગેલું લીલું કુંજાર ઊંચું ઊંચું ઘાસ જેમ મંદ મંદ પવનથી ડોલે તેવી તેની ગતિ હતી. તે ગઇ. પાછળ પીયૂષ ગયો.

'અવન્તિકા, જરા ઊભા રહેશો ?'

અવન્તિકા ઊભી રહી. બીજી સર્વ સખીઓ ખસી ગઈ. થોડીક જે આ બાબતમાં નિઃસ્વાર્થ પણ પર નિંદામાં ઊંડો રસ ધરાવતી તેઓએ દૂર જઇને કટાક્ષ હાસ્ય કર્યું. વિદ્યાર્થીઓએ પીયૂષ તરફ છૂપી રીતે ડોળા ઘૂરકાવ્યા, અને પરસ્પર વાતો કરી અંતરમાં ઘૂંધવાઈ રહેલો ઈર્ષ્યાનો ધૂમાડો કાઢયો. આ યુવાન નિંદાસંસ્થા વૃધ્ધ સાસુઓની જુનવાણી જમાતથી કંઈ ઊતરે એમ નથી. એણે તો કંઇકનાં ઘર ભાગ્યાં છે. એમની નિંદાએ જ પીયૂષ અવન્તિકાની દોસ્તીનો ભંગ કરાવ્યો. કૉલેજજીવનમાં આવી નિંદાનું ભણતર અતિ રસિક હોય છે.

અવન્તિકાને ઊભી રહેલી નીરખી પીયૂષનું હયું કંઇક અકળિત ઊર્મિની છાલકો અનુભવવા માંડયું. તેને સૂઝ ન પડી કે શું બોલવું, પણ મુખ પર હર્ષ દેખાતો. તેવી જ મનોદશામાં તેણે અસ્પષ્ટ રીતે ઉચ્ચાર્યું.

'મેં તો ધાર્યું કે આપ મને ભૂલી ગયા હશો.'

'યાદ રાખીનેય શું કામ છે?'

'તો શું આપ મને.......હવે.......કોઈ દિન નહિ મળો?'

'ના, નહિ જ.' પીયૂષને હૈયે થપ્પડ પડી.

તેનો ચ્હેરો મ્લાન થઇ ગયો. એ થપ્પડ પીયૂષની આખી જિંદગી પર લાગી. એની અસર અવન્તિકાના પોતાના જીવન પર પણ કાંઇ નાની સૂની ન હતી!

'હું તો આપણા બેઉના ભલા માટે કહું છું.' દેવીએ દયા ખાધી.

'આપના ભલા માટે હશે. મારા માટે નહિ.'

'તમો મારાં ચિત્રો પ્રસિદ્ધ કરવાના છો. શું તે હકીકત સત્ય છે?' એ શિલ્પી હતી. એ ચિતારો હતો. બેઉ કળા પ્રેમી હતાં.

'દેવી, એ પ્રશ્ન પૂછી મને વધુ વિહ્વલ ન બનાવો. હું

તે બાબતમાં બંધાતો નથી; કિંતુ તેમ ન કરવા બનતો યત્ન કરીશ.'

કોઇ સખી ગૃહસ્થનાં લગ્નનાં વાજાંનો નાદ પીયૂષને કર્ણે અથડાયો.

'દેવી, સંભળાય છે પેલાં વાજાં ?'

'ક્યાં ?'

'લગ્નનાં !'

'ના, મને તો નથી સંભળાતાં !'

'મને સંભળાય છે, આપને કેમ નહિ ? મને અકળામણ થાય છે, દેવી; હું જઈશ. મેં આપનું હૃદય દુભાવ્યું તે માટે આપની ક્ષમા યાચું છું !'

આટલું કહી તે ધીમે પગલે પાછો ફરી ગયો. તેનાં નયનો સ્પષ્ટ વ્યક્ત કરતાં કે તેને હવે પ્રત્યાગમનની આશા ન હતી. ક્ષણભર દેવી એક દૃષ્ટ બની. એ પણ ગઇ. જતાં જતાં એ ઉર્વશી પીયૂષનું ઉર હંમેશને માટે વીંધી ગઇ. તેણી રેઢિયાળના હાથે ના ફસાઇ. તેણે તેને એક કાંકરાની પેઠે ફગાવી દીધો. તેનાં સુંદર જીવન પર પડદો પડયો. તે સમજ્યો કે He kissed who kicked in return.

ઈશ્વરે ઘડેલું એ દુઃખી બાવલું પ્રકૃતિ સૌન્દર્યના આનંદમય વાતાવરણમાં એક બાસટી પર બેઠું. દ્રવતું જીવન એટલે એક જ ફૂંકથી આશાની ઝળહળતી જ્યોતિ હોલવાઇ જવાથી જેના પર અંધકાર વ્યાપી રહેલો છે એવું માટીનું હાલતું ચાલતું બાવલું. તેનાથી એક નિસાસો દેવાઇ ગયો. અશ્વિન પાસે આવી બેઠો; પણ તેનું મન અત્યારે સ્ત્રી મિત્ર પાસે હતું, પુરુષ મિત્ર પાસે નહિ.

'કેમ, શું થયું?'

'કેટલું કાવ્યમય! મને યાદ રાખીનેય શું કામ છે.' તેણે નિસાસો મૂકતાં ઉદ્ગાર કાઢયા.

'હં.......તદ્દન ગલત. તેં તો હમણાં જ કહ્યું હતું કે તે લલિત કુસુમદલ સમી છે.'

'અશ્વિન, કયાં એ સ્વર્ગ લોકોની દેવપુત્રી દિવ્યાંગના અને કયાં હું પૃથ્વી પરનો તેનું અપહરણ ઇચ્છતો દાનવ? ખરેખર, તે આરોહી છે, હું અવરોહી છું.'

'એ બી ઠીક. બેઉ સ્વરો તો એકજ સપ્તકના ને!'

'એ કેટલી ઊંચી અદ્ધર ગગનમાં વિહરે છે? મારા જેવા પૃથ્વી પરના પામર મનુષ્યના નાનકડા હાથ ત્યાં

કેમ પહોંચશે?' પીયૂષે બબડાટ ચાલુ રાખ્યો. પસાર થતા કોઇ સહાધ્યાયીએ પ્રશ્ન કર્યો—

'કેમ પીયૂષભાઇ, શું પ્રગતિ કરી રહ્યા છો?'

પીયૂષે સ્મિત ફરકાવવા યત્ન કર્યો. તેનું આ બાહ્યિક હાસ્ય એક યુવાન શિખાઉ નર્તકીના બીનકેળવાયેલ સ્મિત સમું હતું. દેવી સાથેનું હાસ્ય હૃદયમાંથી ઉદ્‌ભવતું; આ સામાજિક, દાંભિક અને ઉપજાવી કાઢેલું હતું.

'જરા વાંચતો હતો.'

'જમીન પર નાનાલાલનાં કાવ્યો વાંચો છો કે શું?'

ઘણી વાર કટાક્ષ કથનમાં રહેલી ક્રૂરતા બોલનાર જાણતો નથી. એ તો તીર છેડી ચાલ્યો જાય છે; પાછળ વિંધાએલાની તમા તેને હોતી નથી.

'ભૂલ્યો, જરા વિચારમાં હતો.'

'વાંચી વિચારીને કાર્યમાં આગળ ધપો; નહિ તો પાછા પડશો.' અશ્વિનના હાથે ચેળ આવી.

યુવાન ગયો. પીયૂષનું મુખ પડી ગયું.

'અશ્વિન, મને કાંઇ સૂઝ નથી પડતી. મારે શું કરવું?'

'હવે ઘેર આવવું છે કે અહીંજ ધામા નાંખવા છે?'

'અશ્વિન, વિચાર કે એ કોઇ અન્ય પુરુષ સંગે અને હું કોઈ પરાઇ સ્ત્રી સાથે દુન્યવી લગ્નગ્રંથીથી જોડાઇએ અને ચારે કોઇ શિવનાં મંદીરમાં મળી ગયાં તો? આહ! એ વિચારજ મને કંપાવી મૂકે છે! શું એ મારી નહિ થાય? શું મારે કોઇ અન્ય સ્ત્રી સાથેજ જોડાવું પડશે? બતાવ, બતાવ, અશ્વિન! કાંઈ ઉપાય?'

'હં.......એ વાતમાં શો માલ છે? ઉપાયના બાટલા તો ઇશ્વરને ત્યાં મૂકયા છે. પણ એક પડીકી છે અને તે એજ કે આ બધું પ્રેમનું ભૂસું કાઢી નાખ.'

'તો શું તે સદાને માટે ગઈ?'

'હા, હા. સ્વાભિમાનની પડીકી પી જા. બળે તેને માટે બળવું, નહિ તો ભલું થયું ભાંગી જંજાળ, સુખેથી ના ભજીએ શ્રીગોપાળ! કે આ બધી ઉપાધિ!'

અશ્વિને પીયૂષનો હાથ પકડી આંધળાને દોરતો હોય તેમ દોરી દૂર ઊભેલી મોટરમાં બેસાડયો.

'મિ. અશ્વિન!' કોઇક અધ્યાપકે બૂમ પાડી.

'આવ્યો!' અશ્વિન શોફરને કંઇક સૂચના આપી ગયો. પીયૂષ મોટર હાંકવા બેઠો.

'અશ્વિનભાઈ આવવાનું કહી ગયા છે.'

'ભલે.'

'ધડા....ધડ' મોટરનાં બારણાં બંધ થયાં. મોટર ઊપડી. પળે પળે ઝડપ વધવા માંડી. મહારાષ્ટ્ર સોસાયટી, નવરંગપુરા, શાંતિનગર સોસાયટી, વાડજ વટાવી મોટરે સાબરમતીની રેતી ખૂંદવા માંડી.

'આજ મારી કબર, આજ કાળાં પાણી, મને સમાવશે.'

જળ તીરે કોઈ લાકડાનો ઢગ બળતો દેખાયો.

'દેવી ગઇ.' એના હોઠ ફફડયા. એના શબ્દોમાં નરી નિરાશા ધગધગતી.

'સાબર ! છેલ્લા યત્નો કરી રહ્યો છું તેમાં નિષ્ફળતા મળવાની જ છે અને હું આવવાનો જ છું. સરિતા, મને વ્હેલી બોલાવજે. વસતી નિરાશા પ્રાણમાં, મરણે કદી મળશે નહિ.'

સાબર ઓળંગાઇ. મોટરના કાચ પર દેવીની છબી ચિતરાયલી નજરે પડી. રસ્તા પર 'ગઈ,' 'ગઇ'ના શબ્દો કોઈ અગમ્ય શિલ્પકારે કોતરેલા જણાયા.

'સાહેબ, આપણે કયાં જઇએ છીએ ?' મોટરને નવીન

રસ્તે જતી જોઇને શોફરે પૂછ્યું.

'મરવા.' મોટરની ઝડપ વધી. વિચાર વ્યાધિમાં સપડાયલા માનવીને પોતાના કાર્યનું ભાન રહેતું નથી. સામે વીજળીની પાંચ બત્તી આવી. શોફર 'સાહેબ' 'સાહેબ' કહેતો રહ્યો ને મોટર એ વીજળીના થાંભલા સાથે જોસથી અથડાઇ.

એનો હમણાં હમણાં સરિતાનો શોખ વધી પડયો હતો. સાબર કાંઠો તેને માટે વિચારનું ઉત્તમ સ્થાન બન્યું હતું. તેને લાગ્યું કે તેના જીવનનો અંત નજીક આવ્યો છે. સાબરકાંઠો તેના હૈયાસૂના માળિયાનો તરસ્યો હતો. તે જીવન ટકાવવા મથતો. પણ તેને ખાત્રી હતી કે કોઇ દિવસ તેના અત્યંત આગ્રહને વશ તેને થવું પડશે. એ જીદને તે ઠેલી નહિ શકે.

સિપાહીએ પીયૂષ તેમજ શોફરને દવાખાનામાં ખસેડયા. વૃદ્ધ માતાની અત્યંત જીદને લીધે પીયૂષની સારવાર ઘેર જ કરવી એવું નક્કી ઠર્યું. માતા અને અશ્વિન પીયૂષને એક ઘડી પણ છોડતા નહિ. પાંચ રાત્રિ તો પીયૂષ બેભાન રહ્યો. પણ છઠ્ઠે દિવસે પ્રાતઃકાળે આંખ ઊઘડી. આશાની નવી કૂંપળો ફૂટી. માતાનું હૈયું હર્ષઘેલું બન્યું. 'બેટા........પીયૂષ' આંખમાંથી અશ્રુ સરી પડયાં. એક બીજું ચુંબન કરી તેના

કપોળ પ્રદેશને ભીંજવ્યું. તેના મસ્તક પર મીઠો કર ફેરવ્યો.

સુમતિ તેર વર્ષની નાની ઉંમરે પરણેલી. બાર વર્ષનું પતિસુખ ભોગવી, જ્યારે લગ્ન સુખની ખરી ઉમેદ હતી ત્યારે તેના કપાળ પરનો ચાંદલો ક્રૂર કિસ્મતે ભૂંસી નાંખ્યો. પણ ચોખાના વેપારમાં પતિની કમાણી તથા પોતાના સંતાનહીન ભાઇનો વારસો મળવાથી વિધવા સુમતિ પર પૈસાનું કંટક ન હતું. આંખની કીકી સમો એકનો એક પુત્ર અને આજીવિકા, નભાવવા ઉપરાંત થોડીક મિલ્કત હોવાથી સંતોષ માની તેણે એક શ્રીમંત વૃદ્ધના સકંજામાં સપડાવાની ના પાડી. ઈશ્વર, પુત્ર અને ઘરકામમાં મગ્ન રહી પોતાનું વૈધવ્ય અપનાવતી.

પોતાનો પુત્ર કંઇક નામના મેળવે એવી અભિલાષા બાંધી, એ માટે તે પૂરતી કાળજી લેતી. તેના મિત્રો કોણ છે, તે કયાં કેટલું રખડે છે અને કેટલા કલાક વાંચે છે એ સર્વ પર જાતે જ દેખરેખ રાખતી. આટલું છતાં તેણે અવન્તિકા અને પીયૂષની મિત્રાચારીની વાત ન જાણી તે નજ જાણી. અશ્વિન પ્રત્યે તો જાણે તે બીજો પુત્ર હોય તેમ વર્તન રાખતી. આજે અણીને સમયે અશ્વિનને પોતાના પુત્રની સારવાર કરતો જોઇ તેનું હૈયું હિલાસો

મેળવતું. દમણાં કેટલોક વખત થયાં પીયૂષનું ચિત્ત ઠેકાણે ન હતું તેમ કળતાં તે દુઃખી રહેતી. તે વિષે અશ્વિન પાસેથી પણ સંતોષ ન મેળવી શકી. જ્ઞાતિભેદને લઇને કે અવન્તિકાની જ નામરજીથી ઇચ્છિત કન્યા ન મેળવી શકે તો પોતાના પુત્રની ખરાબ માનસિક પરિસ્થિતિથી સુમતિને અતિ દુઃખો થાય અને શાંતિમાં શોકનો આવાસ થાય એવી ભીતિથી પીયૂષે સુમતિને આ વાતથી અજાણુ રાખવામાં જ શ્રેય છે એમ માન્યું. અશ્વિનને પણ આ વાતની ચેતવણી આપી દીધી. પીયૂષ અને અવન્તિકાની મૈત્રીની વાત હજુ તેને કાને પડી નથી તે પહેલાં તો આજ તે પટકાયો.

તબિયતે ઉથલો ખાધો. માંદગીએ ગંભીરતાનાં વધુ ચિન્હો ધારણ કર્યાં. ઓપરેશનો અને ઇન્જેક્શનો આપવા છતાં સ્થિતિ ઉત્તરોત્તર બગડતી ચાલી. ઘા રૂઝાયા પણ તાવ વધ્યો. બારમા દિનનો સાયંકાળ આખરી ફેંસલાનો વખત હતો. અશ્વિન એક ઘણાજ ઊંચા પ્રકારની વિલાયતી ઉપાધીઓ ચઢાવનાર તથા સત્તર વર્ષના અનુભવી દાક્તરને લઇ આવ્યો. દાંડી વગરના લટકતી દોરીવાળા ચશ્મા આંખે ચઢાવેલા છે. એક દર્દીને તપાસ્યા પછી સ્ટેથોસ્કોપ હજુ

કાનમાં જ લટકાવેલું છે. ડાક્તર સાહેબ જાણે પોતાના પ્રભાવથી જ મૃત્યુદૂત ભાગી જશે એવી અભિલાષા સેવતા ગૌરવથી, અને જાણે દરદી માટે ઘણી ઊંડી લાગણી ધરાવતા હોય તેવી ત્વરાથી ચાલ્યા આવ્યા; પરંતુ નાડી જોઈ તરત જ પાછું ચાલવા માંડયું. સગાંવ્હાલાંમાંનાં કેટલાંક તેમની પાછળ પાછળ બારણા સુધી ગયા. ડાક્તર અને અશ્વિન છૂટા પડી વાતમાં ગૂંથાયા.

'કેમ સાહેબ, કેમ લાગે છે?'

'કલાક એક છે. તમને યોગ્ય લાગે તેમ કરો. I have practically no hope.' ડાક્તર ગયા.

'આ બધી પ્રેમની લોથ. પ્રેમ! તેં તારા ખપ્પરમાં કેટલાના ભોગ લીધા છે?'

એટલી વારમાં કાશ્મીર નિવાસી સ્થૂળ દેહધારી વિખ્યાત વૈદ્ય શ્રી. પ્રાણસુખલાલ આવી પહોંચ્યા. ચકરી પાઘડી નીચે ચંદનવાળું તેમનું ગોરૂં મોટું મોં સોનેરી ચશ્માથી અંકાયલું હતું. રેશમી કિનારના ધોતિયા પર તેમની લાડીલી ગાગરને ઢાંકતો લાલ ડગલો અને હાથમાં સુખડની લાકડી સાથે તેઓ કોઇ સુરતી ગાગરિયા ભટ્ટ જેવા લાગતા. લાઈન ઓફ ઈક્વીલીબ્રીયમ (Line of eqvilibrium) ની બહાર પોતનું

સ્થૂળ શરીર ઢળી ન પડે તથા કોઇ નેંધણિયા ઢેફાળે બગડેલું પૈયું રસ્તા વચ્ચે ગોઠવ્યું ન હોય તેની પૂરતી સાવચેતી રાખતા ધીમું ધીમું એન્જીન આગળ ધપાવી આવ્યા.

'ભાઇ શારીરિક તેમજ માનસિક વ્યથા ભોગવતા લાગે છે!'

'હા જી.' અશ્વિને જવાબ આપ્યો. સુમતિ તો એક ખૂણામાં બેસી ઈશ્વર સ્તવન કરતી.

અશ્વિનને બોલાવી વૈદ્યરાજે કહ્યું કે, 'સમય ગુમાવવો યોગ્ય નથી, સમજ્યાને. હું ત્રણ દિવસનું આયુષ્ય વધારી શકીશ; તેના તમને માત્ર પંદર હજાર થશે.'

સુમતિએ આ વખતે તિજોરીનાં તાળાં ટોલ્લે ભેરવી દીધાં હતાં. વૈદ્યરાજને તેણે દસ હજાર ધર્યા. વૈદ્યરાજે નેત્રો બીડયાં. 'દસ હજાર,' તેમની સમક્ષ રૂપાનાં નાણાંનો ધોધ વહેવા માંડયો; પોતાને સીમલાના ગિરિશૃંગ પર નવા જ હવેલીમાં પત્ની સહ હવા ખાતા જોયા. હરદ્વારના મંદિરમાં રૂપિયો મૂકતા નિહાળ્યો. બેંક ઓફ બરોડામાં થતા નગદ નાણાનો રણકાર એમણે સાંભળ્યો. આખરે તેમનાં ચક્ષૂ ખૂલ્યાં, ચકળ વકળ થવા લાગ્યાં. કપાળે કરચલીઓ પડી. ચશ્મા લલાટે જઈ ચડ્યા અને પાઘડીને આલિંગન દીધું. ચંદન ચશ્મામાંથી

ડોકિયાં કરવા લાગ્યું; મ્હો ઘડીભર પહોળું થઇ ગયું.

પણ તે સર્વ દબાવી વૈદ્યરાજ બોલ્યા, ધંધાની રૂએ આ પાલવે તેમ નથી પરંતુ આ તો પરમાર્થ છે, સમજ્યાને? યત્ન કરવો મનુષ્ય ધર્મ છે. કિંતુ ફળ દેવું ઇશ્વર આધિન છે. कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन.'

તેમણે પાઘડી ઉતારી. કોપરાની વાટી જેવા મસ્તક પર 'આ તો વૈદ્યોનો રાજા છે.' એમ પૂકાર કરતી કાળી પતાકા ફરકવા લાગી. પલાંઠો ઠાંસી પીયૂષ પાસે તે બેઠા અને કાળજી પૂર્વક 'હિમાલયની જડીબુટ્ટી' જાતે જ વાટી પાઇ દીધી. એ ધૂળ અને પાણીના મિશ્રણના તેમણે દસ હજાર પાકયા એટલે તેમને ત્યાં આજે લાપસીના આંધણ મૂકાવા જોઇએ એમ તેમણે મનમાં નક્કી કરી લીધું.

આ વિચિત્ર વૈદ્યની દવાની અસર પ્રાતઃકાળે સ્પષ્ટ જણાઇ. પીયૂષને ભાન આવ્યું. માને નવીન આશાઓ પ્રગટી. સુમતિની ગેરહાજરીમાં સાંજે પીયૂષે અશ્વિનને પૂછ્યું,

'અશ્વિન, બા છે?'

'ના.'

'મારી દેવી આવી?'

માનવી હૃદય પીગળ્યું. અશ્વિનને ડૂમો ભરાઈ આવ્યો.

બહાર વજ્ર જેવા હૃદયના લેખાતા અશ્વિને પ્રથમ વાર જ નિઃસાસો મૂકયો. પીયૂષે દેવીને બોલાવવાનું અશ્વિનને કહ્યું હતું, પણ અશ્વિન જાણતો કે એ કાર્ય અમલમાં મૂકવું અશકય હતું.

'કેમ ચૂપ રહ્યો ? નથી આવી ? હું ધારતો જ હતો કે તે મારી વિનતિ નહિ સાંભળે !'

પીયૂષની આંખો મીંચાઇ. અશ્વિન મૂંગો જ રહ્યો.

સુમતિને વૈદ્યરાજની દવા પર વિશ્વાસ બેઠો. વૈદ્યરાજે પણ પાંચ હજાર બીજા મળે તો અમદાવાદ એક મહિનો રોકાવાનું કબૂલ રાખ્યું. એક માસમાં પીયૂષની તબિયતમાં ઘણો સુધારો થયો; અને ભયંકર માંદગીમાંથી બચ્યો; બલ્કે તેની દેવી વિદ્યા અને કીર્તિની અપૂર્ણ આશો જીવંત કરવા તે મોતમાંથી ઊગર્યો.

× × × ×

એ વિભાવરીના પતિ સુધારકનાં માતેલ કૃત્યો અનેક છે. ગગનોદધિમાં એકલો સ્વચ્છંદ તે ઉચ્છૃંખલતાથી કંઇ અજબ ભવ્યતાથી તરે છે. કોઇ વાર તેના પર જળનાં ભરપૂર મોજાં છવાઈ રહે છે; છતાં તેથી મુઝાઇ ન જતાં તેમાંથી પલભર ડોકિયાં કરી પૃથ્વી તરફ એક છૂટું હાસ્ય ફેંકે છે. વસુંધરાના

સૌંદર્ય પ્રભાવથી અંજાઇ વહેળાં, નાળાં, ગિરિકંદરો, ધોધવા, શહેરની મોટી મોટી હવેલીઓ, દેવમંદિરોનાં ઊંચાં ઊંચાં શૃંગો, ગામડાનાં મેદાનો, વૃક્ષોથી વીંટાયલા ઝૂંપડાઓ એ સર્વ પર પોતાની તેજધારા વરસાવે છે. હજુ તો તે ચોદ દિવસનો કિશોર છે, તોય ચોવીસ વર્ષનો નવયુવાન હોય તેમ મદમાતો, મસ્તીભર્યો બની પારકાનાં ઘરોમાં સાપરાધ પ્રવેશ કરી નવ પરણિત યુગલોની કિલકિંચિત ક્રિડા નિર્લજ બની નિહાળી, મૂછમાં કટાક્ષભર્યાં સ્મિત કરે છે. અહોયામિની કુમુદદલની સોડ સેવતા મધુકરની આંખો સાથે પાંખડી વચ્ચેથી 'મળી દૃષ્ટોદૃષ્ટ'નું સુખ અનુભવે છે. અન્ય સ્થળે રસ્તે દોડતા દેડકાના નયનો સાથે ખેલે છે. કયાંક વેરાનમાં સૂતેલા સસલાના સુંવાળા દેહ પર આરામ લે છે; દરિયાનાં તોફાની મોજાંનો અણુંએ અણુંએ નૃત્ય કરે છે, કોઇક વાર સુંદરીઓની સાડીના બુટ્ટામાંભરાઈ બેસે છે.

આવો ઉદ્ધત કુમુદનાથ અને કુમુદબંધુ ગણાતો કલંકિત લાંછનયુક્ત પૂર્ણ શશાંક જેની પાશ્ચાત્ય દેશોમાં શિયળવ્રત માટે કુમારિકા પૂજન કરતી એવો બાલ્ય વયનો એ ચંદ્ર એક હવેલીના ત્રીજા માળની બારીએ ઊભી રહેલી ચિંતામગ્ન અવન્તિકા પર પોતાની અમૃતધારા વરસાવી રહ્યો હતો. અંધારા ઓરડામાં જડેલી કાચની કપચી પર તેના ચરણ સમક્ષ

પોતાના કિરણો ફેંકી પ્રક્ષિપ્ત કરી તેને રીઝવવા તે યત્ન કરતો. કપાળે હાથ મૂકતાં તે બબડી.

સૂવાડીને મીઠે ખોળે કપાવી શા રીતે ગરદન?
ચલાવી ફૂલ શૈયા પર નીચે સર્પો ભર્યાં કિસ્મત?

બારીએથી તે ખસી ગઇ. શૈશવ કાળમાં તેણે જે નિર્દોષ આનંદો ભોગવેલા તે પરથી તેને ન લાગતું કે તેના નસીબમાં આવી બદબોઇ લખાઇ હતી. પીયૂષના પ્રેમાળ સહચારમાં તેની બેવફાઇનો અંશ પણ જણાયો ન હતો. સંસારના કડવા અનુભવોએ તેને શિખવી દીધું કે દુનિયા અપ્રમાણિક છે. ગુલાબ લેવા જતાં થોરનાં કંટક જ ચંપાય. ગાંડો કે કળાકાર, દેશસેવક કે દુષ્ટના પ્રેમમાં પડવું એટલે જનતામાં પોતાની વિના મહેનતે પ્રસિદ્ધિ કરવી.

હમણાં હમણાં પીયૂષે પ્રસિદ્ધ કરવા માંડેલાં તેના ચિત્રો ગામની પેલી જુવાન અને વૃદ્ધ નિંદા સંસ્થાઓને આ યુગલ વિષે અગમ્ય અને ચિત્રવિચિત્ર કલ્પના દોડાવવાનું ઉત્તમ સાધન બન્યું હતું. અને જે કામ રેડીઓ, તાર કે ટેલીફોનથી થવાં અશક્ય હતાં તે કામ આ સંસ્થાઓ સહેજમાં કરી નાંખતી. અને તે એટલે સુધી કે આજ રસ્તે જતાં તેણે એક વૃદ્ધાને બોલતી સાંભળી કે, 'માબાપ, હવે તો છોકરીઓ કૉલેજમાં જતી બંધ થાય તો ઠીક. કૉલેજ જઇ બાપની આબરૂ

પર પાણી ફેરવવું !' તેથી તેને પીયુષ પ્રત્યે ક્રોધ ચઢયો અને પોતાના કમભાગ્ય પર તિરસ્કાર થઈ આવ્યો. પીયૂષે દોરેલા ચિત્રોએ તેનું હાસ્ય લૂંટી લીધું.

અવન્તિકાને પ્રેમની સફળતા અસંભવિત લાગી. જ્ઞાતિ, સ્વજન, દુનિયાની વિરુધ્ધ જવા કરતાં માત્ર અશ્રુ સારી શાંત રહેવામાં જ તે પોતાનું ડહાપણ માનતી. તેના હૃદયમાં ઊંડે ઊંડે એક એવું બિંદુ હતું કે જે પીયૂષ તરફ આકર્ષાતું. પીયૂષની હૃદયદ્રાવક સ્થિતિ તરફ લાગણી ધરાવતું, પણ એ બિંદુ પર સમાજની રૂઢિઓ, માતાપિતાની આમન્યા ને આજ્ઞા લોકનિંદા વગેરેના ઢાંકણો એવા સજ્જડ દેવાઇ ગયા હતાં કે એ લાગણી-બિંદુ રાત્રે એકાન્તમાં પળભર ઝબકી આવતું પણ પ્રાતઃકાળની વાસ્તવિકતામાં સહેલાઇથી દબાઈ જતું. તેનું હૃદય ઊંડી નિરાશા અનુભવતું, પણ તે પ્રત્યક્ષ કરવાની હિંમત ન કરતી એટલું જ નહિ પણ તે છુપાવવાનો તે સફળ પ્રયત્ન કરતી. આના ગંભીર પરિણામની તેને માહિતી ન હતી. તેને ખબર ન હતી કે ગ્રીષ્મના તાપ અને વર્ષાની પ્રચંડ હેલી પછી જીર્ણ થઇ ખખડી રહેલું પીયૂષનું માળિયું હવે ક્યારે કયા ઝપાટાથી તૂટી પડશે. પણ તેમાં કોનો વાંક ?

તેણે મેજ પરની વીજળીની બત્તી ચેતાવી. એક ઊંડું

ડૂસકું ભરતી તે ખુરસી પર બેઠી. હૃદય ભરાઇ આવ્યું. 'પીયૂષ, તેં આ શું કર્યું? મારા માતાપિતાએ પણ જાણ્યું. મારા વિષે તેઓ, કેવો વિચાર ધરાવશે? પીયૂષ, તું પ્રેમી થવાને લાયક નથી. તેની નજર પત્થરની દિવાલ પર કોતરેલી જવાહરની તસ્વીર પર પડી.

'હું એ મહાન ન થઇ શકું?' ટેબલ પર અંબાજીની મૂર્તિ જોઈ, તે સ્વગતં બબડી. 'માતા મને બચાવ; એ મનુષ્યના સકંજામાંથી બચાવ.' તે રોઇ પડી. આખરે ચોપડી લીધી. પણ મન નહિ ગૂંથાયું. ટાંકણું લઈ શિવમૂર્તિ ઘડવા બેઠી. તેનાથી ગવાઇ દેવાયું.

રટન કરવા જરી હું ઊડી
જરી હું ઊડી
વ્યોમે વિહરતી કુમારીકા......રટન૦
પાંખ મુજ પવન અગ્નિએ ઝૂડી
અગ્નિએ ઝૂડી
પડી મધ દરિયે હું બાલિકા......રટન૦

'અરે, આ મુખ શિવનું કે પીયૂષનું?' જે આંસુને કોઇએ નિહાળ્યાં નહિ તે કિંમતી આંસુથી પીયૂષ નાહ્યો. તેના પર ચઢેલી ધૂળ ધોવાઈ ગઇ.

'અવન્તિકા!' માતાએ બોલાવી.

'આવી.' અશ્રુ લૂછી તે નીચે ઉતરી.

દુનિયાની ઘણી ખટપટો રાજકીય કે સામાજિક રાત્રિના ગંભીર અને વજનદાર વાતાવરણમાં રચાય છે. તે જમવા બેઠી. તૈયાર ખીચડી પણ તેને આકરી થઇ પડી. ઘૂંટણુ પર ગાલ ટેકવી બેઠેલી અવન્તિકાના નયનમાંથી અવિરત આંસુ વહેવા માંડયાં. માતાએ પાસે જઈ હાથ ફેરવ્યો.

'બેટા! આમ રોયે શું વળવાનું હતું? જરાક ખાઇ લે.'

'ભાઇને ત્યાં મુંબાઈ અભ્યાસ કરે તો?'

મુંબાઇમાં સરકારી નોકરી કરી સુખી જિંદગી વિતાવતા પોતાના ભાઇના બ્હોળા કુંટબમાં પોતાનું બાળક સહેલાઇથી પોષાઇ જશે, એમ ધારી સરળ સ્વભાવના પિતાએ પોતાનો વિચાર દર્શાવ્યો.

'એટલી તે ભણવાની શી જરૂરિયાત છે કે વળી તમારા ગુમાની ભાઇનો પાડ માથે ચઢાવવો! ભણવું હોય તો અહીંઆ મારી છોકરીને એકલી

પરગામ મોકલવી નથી. વળી મુંબઇ જેવા તદ્દન વંઠેલ શહેરમાં! ઉં......હું.'

'પણ કળાનો દુરોપયોગ કરનાર એ છે કોણ?'

કળાના અધિષ્ઠાતા થએલા કિંતુ ભરૂચમાં મુંબાઈ સરકારની સેવા બજાવતા અવન્તિકાના ભાઇનું યુવાન હૈયું ધમધમી ઊઠયું.

'અરે! હશે રે કોઇ ભટકેલ મુફલિસ મવાલી.'

ગાળો એટલે ભાષા પરનું અસાધારણ પ્રભુત્વ અને સદુપયોગનું એકીસાથે દર્શન. અવન્તિકાને ડંખ્યું કે પીયૂષને અન્યાય થયો છે. પણ તે બોલી ન શકી.

'તે હવે તને પજવે છે ખરો?' યુવાન હૈયે ખુમારીમાં પૂછયું.

'ના, એ કાંઈ મને પજવતો નથી.' તેણે મોળો બચાવ કર્યો.

'હવે કંઈ થાય તો મને ખબર આપજે.' કંઇક ઊંડા વિચાર પછી પિતાએ બે બોલ કહ્યા.

'આ દીકરીને મોટી થવા દો, મોટી થવા દો કરતા હતા તેની મ્હોંકાણ મેં તો પહેલેથીજ કહ્યું

હતું કે હવે પરણાવી દો. પણ મારા ગરીબનું કહ્યું માને કોણ!'

'હું એજ વિચાર કરી રહ્યો છું.'

અવન્તિકા જમી, પણ એ જમ્યું ન જમ્યા બરાબર જ હતું. એક શબ્દ પણ ઉચ્ચાર્યા વગર તે ઉપર ગઈ. બત્તી સળગાવી વાંચન-મેજ પાસે ગઈ. ચોપડી ઉપર હાથ ફેરવ્યો. શિવનું મુખ હાથમાં લીધું. પાછું મૂકયું. કંઈ ચેન ન પડયું. બત્તી હોલવી પલંગ પર ફસાઇ પડી. શશિયરે તેના મુખ પર ફરી એક વાર તેજધારા વ્હેતી મૂકી. દૂર દૂર પસાર થતો સિનેમાનો રસિયો કોઈ મુગલ બાળ કાચના રકાબી પ્યાલાથી તાલ દઇ ગાતો સંભળાયો.

દિલ સાફ તેરા હૈ યા નહિ પૂછ લે જીસે
ફિર જો કુછ ભી કરના હૈ તો કરલે ખુશીસે, ગભરા ન કીસીસે'

નિદ્રાદેવીએ દયા લાવી વધુ ન સતાવતા પોતાના પર્યંકમાં તેને ઝડપી લીધી.

× × ×

અશ્વિને પત્નીને ગાલે અડપલું કર્યું.

'જો, આમ ચૂંટી ખણશો તો અબોલા લેવા પડશે!'

'હું એ વાતમાં શું માલ છે? તારે તો બીજો ગાલ ધરવો જોઇએ. ખાદીધારી દેશસેવિકાને વળી અભિલાષા શા?'

'સત્યાગ્રહ............'

'એ તો વાત જ ના કરીશ. એમાં તો આત્મબળ જોઇએ. હમણાં હમણાં યુવાનો તેનો કેવો સદુપયોગ કરે છે તે જાણે છે?'

'કૉલેજમાંથી છટકવા માટે શોકના બાહ્ય બ્હાના તળે તમારે તડતાળ પાડવી અને પછીથી ઉજાણીએ જવું એજ ને?'

'ઠીક છે. પણ તને ખબર છે ચકુમ પીયૂષ પણ સત્યાગ્રહ માંડી બેઠો છે!'

'ખરે! અવન્તિકાએ તેમનું હૈયું હચમચાવી નાખ્યું છે. એક એક ચિત્ર દોરતાં કેવળ તેમના હૃદયનો હ્રાશ થઇ રહ્યો છે. પીયૂષભાઇના નસીબ આડું પાદડું છે. બીજું શું?'

'You are right. He is seriously injured
He never shall find out fit mate; but such
As some misfortune brings him or mistake.

'તમે તો એની વિરુધ્ધ બોલતા હતા.'

'બીલકુલ ઠીક. ખરું જોતાં તો એવા નિરાશાવાદીએ તો હિમાલયનો પ્રવાસ આદરી તેની શીતળ ટોચ પર ઠંડા પવનના ઝપાટાથી આશા નિરાશાની બળતરાને શાંત પાડવી જોઇએ. નહિ તો જાય કાશીની જાત્રાએ અને કરવત મુકાવે કે જેથી આ જન્મે નહિ, તો આવતે જન્મે તો જરૂર દેવીની પ્રાપ્તિ થાય. પણ તને કાંઇ અક્કલ છે! ચિત્ર પ્રસિધ્ધિમાં તો બિચારી દેવીની ફજેતી થાય છે તેમાં શું ફાયદો?'

'હવે તમે અક્કલના શિરોમણિ છો તે જાણ્યું. પીયૂષભાઇનો એવો આદેશ છેજ નહિ. સત્યને વળી બીક શી? એમાં તો એમની હ્રદય વ્યથાજ છે. વારું, પણ તમે ત્યાં જવાના હતા તેનું કેમ છે?'

'આજે સાંજના.'

અશ્વિનના લગ્નના વાજાંનો નાદ તો પીયૂષના કર્ણ પર કયારનોય અથડાઈ ચૂકયો હતો. તારીખિયાનાં પાનાં સમયના ઝંઝાવાતે ઉડાડી મૂકયા. અશ્વિને આજ માર્ચ માસનું નવું પાનું ફાડયું. સાંજ અને રાતની સંધિનો સમય હતો. અશ્વિન પીયૂષને ત્યાં સાઇકલ પર આવ્યો.

'કાકી, પીયૂષ છે કે?'

'હાસ્તો. પરીક્ષા આવી એટલે ભાઇ ક્યાં જાય?

અશ્વિન ઉપર ગયો. ઓરડીનું બારણું ધીમેથી ખોલ્યું. મેજબત્તીના શેડમાંથી પસાર થઇ પીયૂષના મુખ પર પડતા અજવાળાથી આંસુ ટપકતા નીહાળ્યા. પીયૂષ પાછળ જઈ તે ઊભો રહ્યો. પીયૂષ ચિત્ર દોરી રહ્યો હતો.

'કેમ, આ શું કરે છે? કોર્સ પૂરો થઇ ગયો?'

'તું ક્યારે આવ્યો?' પીયૂષ ચમક્યો અને અશ્વિનના જવાબની રાહ જોયા સિવાયજ તેણે પૂછ્યું. 'અશ્વિન, શું નીતિ અને સત્યની દૃષ્ટિએ મારા કાર્યો ક્ષમ્ય લેખાશે?'

'પણ તેં આ બધું માંડયું છે શું?'

'મારૂં જીવન હું જાતેજ ચૂસી રહ્યો છું.'

બેઉ મિત્રો વિચારમાં પડ્યા. ક્ષણભર પૂર્ણ શાંતિ છવાઈ રહી. આખરે પીયૂષ બોલ્યો,

'અશ્વિન, હું એનો પ્રેમ મેળવીશ. એને મારી કરીશ. નહિ તો પ્રાણ પર્યંત............'

'હં....એ વાતમાં શું માલ છે? એ ટાયલાં

તો કોઇ બાળવાર્તાનો યુવરાજ જાણે પોતાની માતા પાસે પ્રતિજ્ઞા કરતો હોય કે હું એજ કુંવરીને વરું નહિ તો મારું મુખ ન દેખાડું એના જેવા છે.'

'બસ કર અશ્વિન, જ્યારે જ્યારે હું મારું હૃદય તારી પાસે ખોલું છું ત્યારે ત્યારે કંઇક આશ્વાસન આપવાને બદલે તું મારું લોહી ઉકાળે છે.' પીયૂષે પ્રથમ વારજ અશ્વિન તરફ અણગમો જાહેર કર્યો.

'અનુમોદન કે આશ્વાસન આમાં આપું ? મિત્ર દુષ્ટ કાર્યોમાં મદદ ન કરી શકે.' પળવાર શાંતિ જામી. તે લંબ્યો............

'ખરે ! પ્રેમને અક્કલ હોતીજ નથી. તદ્દન મૂર્ખ. નથી તું એને બોલવા દેતો કે નથી તું એને ઈચ્છા મુજબ વર્તવા દેતો. તેં તો એનું વ્યક્તિત્વ, સારીય સ્વતંત્રતા લૂંટી લીધી છે. તેં એને ફજેત કરી છે. અહીં તું દોષિત છે.'

'અશ્વિન, તું શત્રુ માફક બોલે છે. શું તું નથી જાણતો કે એનું હાસ્ય એજ મારૂં હાસ્ય. એનું રુદન એજ મારું રુદન. એનું સુખ એજ મારું સુખ.'

'એમજ હોય તો એને દુઃખ શા માટે દે છે? એના પર એના માતપિતાના ઝુલ્મની ઝડીઓ વરસની હશે એનું તને ભાન છે?'

'મને કાંઇજ સમજણ નથી પડતી. હું અંધ છું.'

'તારા આ ઉન્માદમાં તું દુઃખી થાય છે અને સામા માણસને દુઃખી કરી રહ્યો છે. તારા ચિત્રો એનું આખુંય જીવન ચિતરે છે. તું એનું ભવિષ્ય બગાડે છે—વેડફે છે; તું ક્રૂર કે એ? એ મૂક છે–તારો સિતમ એ સહન કરે છે.'

'બસ બસ અશ્વિન હવે બહું થયું. હું એને ક્યાં મલિન લેખું છું. હું તો પુરવાર કરૂં છું કે તે પવિત્ર, ઉદાત્ત, ઉર્ધ્વગામી છે. નીચ હું છું.'

'અને તે આ રીતે દુનિયા નહિ માને. એ તો કહેશે કે તેની પણ તેમાં સંમતિ હશે.'

'જગત કેવળ મૂર્ખ છે. ઊંધા ચશ્માવાળું છે. સત્યમાં અસત્ય અને અસત્યમાં સત્ય નીરખે છે.

'તેને ખાતર હવે ચિત્રો દોરવાં બંધ કર. સરળ હૃદયની સરળતા ડુબાવવી એ સુજનતાનું લક્ષણ નથી.'

પીયૂષે નિસાસો મૂક્યો. ઘડિકના ટિક ટિક સ્વર સિવાય ત્યાં ફરી નીરવ શાંતિ સ્થપાઇ. તેનો હાથ મચકાયો....

'જેની પરવા કરી તેણે ન કરી તો હવે શાની ?'

'કેટલો અસ્થિર ! ઘડીકમાં તેના વગર બ્રહ્મચર્યની તૈયારી અને ઘડીકમાં પરવાજ નથી.'

'હું અસ્થિર, દુર્જન; તો લે.'

તેણે અશ્વિનને એક સખત થપ્પડ મારી. એ ગાંધીવાદી યુવકના પ્રશાંત સ્વભાવમાં ક્રોધનો ફણગો પહેલી વાર જ ફૂટ્યો. મનુષ્ય ક્રૂર હોતો નથી કિંતુ તેને ક્રૂર બનાવવામાં આવે છે. અશ્વિને પળવાર તેની સામું જોયું; એક પણ શબ્દ ન બોલતાં તે નીચે ઉતરી ગયો. પિયૂષ હાથ પર માથું ટેકવી મૂઢ જેવો બેસી જ રહ્યો. મેજ બત્તીના શોડમાંથી પડતો પ્રકાશ તેનાથી ન સહન થયો. બત્તી બુઝાવી તે બારીએ ઊભો. ચંદ્રની સામે એકી ટશે નીરખી રહ્યો. થોડીવારમાં સુમતિએ હાંકમારી. બત્તી ચેતાવી.

'ગઈ.' ભણકારો ફરી વાર ગાજ્યો.......'આ. આ !'

'બસ એમજ થશે.' તે ઊઠયો સળગતી મેજ બત્તીનો ગોળો કાઢી નાંખ્યો. આંગળી નાંખી.........

'ઓ મારે, પી...યૂ...ષ' સુમતિની ગભરી ચીસ સંભળાઈ.

'ફરી ઇશ્વર સતાવવા માંગે છે.' આંગળી ખેંચી લીધી. નીચે દોડી ગયો.

'આ....વડો મોટો વિંછી.' પીયૂષે સુમતિની આંગળી પર પાટો બાંધ્યો.

જીવ લેણ વિંછીએ જાન બચાવ્યો. ધન લૂંટાયા પછી પામર જીવન ટકાવવામાં ઇશ્વરનો શો હેતુ હશે ?

× × × ×

સમયની એ અજર અને અમર ઇમારતમાંથી બે ત્રણ ઈંટો ગગડી પડી. વાર્ષિક પરીક્ષામાં વિશ્વ વિદ્યાલયના અધ્યાપકોએ પીયૂષને ઉત્તીર્ણ ઠેરવ્યો. હવે બીજા વર્ગની ચઢિયાતી શ્રેણિમાં પસાર થઇ. પેલા લહેરી અગ્નિને પાસ થવામાં જ આઈસક્રીમ પાર્ટી ઊજવી. આવા પ્રેમ વ્યવ-

સાથમાં પડેલા ઉમેદવારોને પસાર થયેલા જાણી પેલી નિંદાસંસ્થામાંનાં નિષ્ફળ યુવાનોને ઇર્ષ્યા આવી; સફળ થયેલા ઉમેદવારોને એ લાગવગનું પરિણામ લાગ્યું.

ગ્રીષ્મ ઋતુની રજાઓ પડી, ને દેવી પીયૂષની દૃષ્ટિ-માંથી લાંબા સમય માટે અદૃશ્ય થઇ. રજામાં દેવીનું એક મોટું સુંદર ચિત્ર દોરવાનું કાર્ય ઝડપ્યું. નવરાશ અને નિરાશાએ ચિત્રમાં રંગનું વૈવિધ્ય વધાર્યું. કલ્પના અને વાસ્તવિકતાની પિંછીએ એ રંગોની સચોટતા અને માર્મિકતા વધારી.

હજુ તો ચોમાસું બેઠું નથી તે પહેલાં તો આજ વાદળાં ઘેરાયલાં હતાં. પ્રાતઃકાળ હોવા છતાં અરૂણોદયનો ભાસ ન હતો અને સૂર્યનું તો જાણે આ વિશ્વમાં અ-સ્તિત્વ જ ન હતું, એટલો ધૂંધળો દિવસ લાગતો. વાતાવર-ણમાં ઉકળાટ હતો, કંટાળો હતો. પંખીઓને પણ સ્હવારનું ભાન ન હતું. હજુ તો ઊંઘતા હતાં. શેરી બ્હાર કોઇ કુતરૂં ભયંકર ચીસ પાડતું હતું તે સિવાય સર્વત્ર સૂમસામ હતું. પીયૂષના હાથમાંથી કલમ નીચે પડી. તે લખ્યો..........

'પછી તું ખૂબ પસ્તાઈશ, રડીશ. તને થશે કે હું

તારે લીધે ગયો. તો હમણાં જ કેમ ના મળી લે? એક વાર કહે કે 'હું તમને ચાહું છું. દેવી, શું તું એક વાર પણ ન બોલે?' પ્રેમી દીલનાં એ પ્રલાપો સાંભળનાર કે એ કિંમતી આંસુ ઝીલનાર ધરતી સિવાય ત્યાં અન્ય કોઇ ન હતું. દેવી હતી કિંતુ નિર્લક્ષ રહી. સળગતી દિવેટ બૂઝાઈ ગઇ. પીયૂષે ફરી તે ચેતાવી. ધૂપસળી સળગાવી. દેવો ચર્ણે પુષ્પો ધર્યાં. તે ગુંટણીયે પડયો 'દેવી હું જાઉં છું. તારી રજા છે ને? જારે ગાંડી, તેમાં અશ્રુ શું સારે છે? આવતે જન્મે હું તારોજ છું ને?..........."

ત્યાં તો સુમતિ શ્રી ભગવદ્ ગીતાનો

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम्
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥

પાઠ કરતાં પ્રવેશ કર્યો.

'પીયૂષ, આ કોની છબી?' પીયૂષના ઓરડામાં કવચિત આવતી સુમતિએ સહસા પ્રશ્ન કર્યો.

સ્વસ્થ બનતાં અને પેલું કૃત્રિમ સ્મિત ફરકાવતાં તે બોલ્યો, "દેવીની"

'દેવી સુંદર છબી.'

'અને તે આ રીતે નહિ એ તો કહેશે કે તેની પણ તેમાં સંમતિ હશે.'

'જગત કેવળ મૂર્ખ છે. ઊંધા ચશ્માવાળું છે. સત્યમાં અસત્ય અને અસત્યમાં સત્ય નીરખે છે.'

'તેને ખાતર હવે ચિત્રો દોરવાં બંધ કર. સરળ હૃદયની સરળતા દુભાવવી એ સુજનતાનું લક્ષણ નથી.'

પીયૂષે નિસાસો મૂકયો. ઘડિયાળના ટિક ટિક સ્વર સિવાય ત્યાં ફરી નીરવ શાંતિ સ્થપાઇ. તેનો હાથ મચકાયો....

'જેની પરવા કરી તેણે ન કરી તો હવે શાની?'

'કેટલો અસ્થિર! ઘડીકમાં તેના વગર બ્રહ્મચર્યની ચારી અને ઘડીકમાં પરવા જ નથી.'

'હું અસ્થિર, દુર્જન; તો લે.'

તેણે અશ્વિનને એક સખત થપડ મારી. એ ગાંધીવાદી યુવકના પ્રશાંત સ્વભાવમાં ક્રોધનો ફણગો પહેલી વાર જ ફૂટયો. મનુષ્ય ક્રૂર હોતો નથી કિંતુ તેને ક્રૂર બનાવવામાં આવે છે. અશ્વિને પળવાર તેની સામું જોયું; એક પણ શબ્દ ન બોલતાં તે નીચે ઊતરી ગયો. થોડી વારમાં સુમતિએ હાક મારી.

'કેમ પીયૂષ, જમવું નથી ?'

'ના, જરા વાંચવું છે; તું તારે જમી લે.'

આવા નાના જૂઠાણા માટે સાધારણ મનુષ્ય સત્યાસત્યનો વિચાર કરતો નથી.

રૂપવતીને તેણે તજી તો ગુણવતીએ તેને ઠોકર મારી. હવે માતાની ઇચ્છિત કન્યા સાથે તે ત્રીજા દૈહિક લગ્ન કરે અને જો તે કન્યા કાચી ઉંમરે અવસાન પામે તો પૈસે ટકે સમૃધ્ધ ગણાતો હોવાથી ચોથી વારનાં લગ્ન પણ થઇ શકે તેમ હતું. આવો માનસિક અને દૈહિક વ્યભિચાર હિન્દુ સમાજમાં વેશ્યાવાડાથી કઈ રીતે ઊજળો હશે એ તેનું મન સમજવા અશક્ત હતું. દેવી વગર એનું જીવન અંધકારમય હતું; આશા વિહાણું,ગ્લાનિમય ક્રૂરતા ભરેલું, ઉન્મત, પરવારહિત અને કેટલીક વાર કેવળ જડ બની રહેતું.

પણ દુનિયાના સાગરમાં ચાલતી તેની નાવ દેવીરૂપી ધ્રુવતારલી તરફ જતાં અનેક વાવાઝોડાંથી ડગમગતી. દેવી એ ધનુધારી યોધ્ધાના ચિત્રોરૂપી શરોનું લક્ષ્યબિંદુ બની જતી. દેવી પીયૂષના જીવનની જ્યોતિ હતી. એ જ્યોતિ કેટલીક વાર મંદમંદ પ્રકાશ ફેંકતી. કેટલીક વાર તો ફે-

વળ અદૃશ્ય રહેતી. તો કેટલીક વાર આંખને આંજી દે તેટલો અવિરત ઝગઝગતો પ્રકાશ ફેંકતી; છતાં બધો જ વખત પીયૂષને તે પાસે છતાં દૂર દૂર હોય તેમ લાગતી. તેની સ્થિતિ ત્રિશંકુથી વધુ નહિ તો તેટલીજ વિષમ હતી. તેઓનાં લગ્ન અશક્ય હતાં કિંતુ તેઓ એક બીજાના હૈયામાં એવાં તો જડાઇ ગયાં હતાં કે કોઇ કોઇથી ભૂલાય એ પણ અસંભવિત હતું. તેના મુખને આવરી લેતી રોજના ધૂમાડાની કાળાશ આજના બનાવથી વધુ ઘેરી બની. તે ખુરસી પર પડયો. વિચારમાં ગૂંથાયો.......

'અશ્વિનને થપડ મારી. જેણે મારી સારવાર કરી તેને જ મેં માર્યો. જે નિર્દોષ ભાવે મને મળતી તેને જ મેં દુઃખી કરી. ખરેખર! અશ્વિને કેટલું સત્ય કહ્યું? કેટલી ધીમી ક્રૂરતાં હું વાપરી રહ્યો છું? બિચારી પર જુલમની ઝડીઓ વરસતી હશે. ઇશ્વર તેને બચાવજે. પુરૂષે કરેલા પાપ શું સ્ત્રીઓએ ભોગવવા! કેવળ અન્યાય. ખરે, શું મેંજ તેને રડતી કરી, મૂંગી બનાવી? મારા લીધે જ શું તેણે પોતાનું નિર્દોષ હાસ્ય ગુમાવ્યું? લોકોએ પણ બિચારી પર મારે લીધે જ શંકાની દૃષ્ટિથી જોવા માંડયું. તે નિર્દોષ માટે બહાર જવા પર પણ પિતાએ પ્રતિબંધ મૂકયો હશે. હું માતાને છેતરૂં

છું અજકે સારી દુનિયાને બાહ્યિક હાસ્યથી છેતરી રહ્યો છું. જીવનમાં શો આનંદ છે? આટલા પછી પણ તે મારી થઇ નથી કે થવાની નથી. તો જીવન નભાવવાનો શો અર્થ? દેખવું અને દાઝવું તેનાં કરતાં મરણ યાત્રા શી ખોટી? નાટકો, વાર્તાઓ, સર્વ સ્થળે પ્રિયાની સંમતિ તો હોય છે; પણ હું તો એકલો જ સર્વની સામે પ્રિયાની સામે પણ ઘૂમી રહ્યો છું. કેમ ટકાશે........? હું અને દેવી બેઉ પ્રાર્થના કરીએ કે હું મરી જાઉં તો કેવું સુંદર! આપ......ઘા......ત કેટલો મીઠો ધ્વનિ, કેટલો સુંદર શબ્દ! બસ એજ. જે વસ્તુ જર્જરિત થઇ કોઇ કામમાં ન લાગતાં વળી કોઇની જિંદગી ભયમાં મૂકતી હોય તેવાની આ દુનિયાને જરૂરિયાત નથી. તેનો તો ધ્વંસ જ થવો જોઇએ." આપઘાત કરવા જતા નિર્બળ મનનાં યુવકની વિચારસરણી એકતરફી જ હોય છે.

એક હૃદયગિરિ પરથી દ્રવતા પ્રેમસ્રોત પર લગાવેલું સહનશીલતાનું બંધન તૂટી જતાં તે ચોમાસાની જળરેલની પેઠે સ્વચ્છંદતાથી વહ્યો જાય છે. નથી પછી નડતાં કિનારાનાં બંધન કે પુસ્તાના પરિમાણો. તે તો જ્યારે અન્ય હૃદય સાગરની ગોદમાં લપાય છે ત્યારે જ એનું તોફાન શાંત પડે છે. એ પ્રેમની શાંતિને આનંદ તો જાણે

'કઈ દેવી? અરુંધતી સાવિત્રી, પાર્વતી કે સરસ્વતી? આવી દેવી તો મેં જોઇ નથી.'

'આ તો કળિયુગની દેવી.'

સુમતિને કંઇ ગમ પડી નહિ 'તારા મામા પણ અંબામાતાની આરાધના કરતાં દેવલોક પામ્યા, તોય પ્રસન્ન ન થયા. દેવીના તપ ઘણા કઠિન હોય છે. હવે, નાહી લે પછી પૂજન કરજે. હું જરા મંગળા કરવા જાઉં છું.' કૃષ્ણભજનમાં માનતી સુમતિએ દેવીસેવામાં રહેલી વિકટતા બતાવી. સુમતિ ગઇ.

'દેવી, આવ....આવ....મારી સ્થિતિ ગાંડાથી પણ વધુ ખરાબ છે. ગાંડો બુદ્ધિશૂન્ય હોય છે. ગાંડાને દુઃખ નથી. મારે બુદ્ધિ છે. હવે વિરહ સહન નથી થતો. તું મળશેને?'

તે ચૂમી લેવા ગયો.

'બળાત્કાર?' છબીમાંની મૂર્તિએ પડકાર કર્યો. 'તારો હક્ક શો છે? તારી પવિત્રતા ક્યાં ગઇ?'

તે પાછો હઠ્યો. દેવી તેને થાપડ મારતી દેખાઈ.

'નહિ....નહિ, હું ફરી એ ગુન્હો નહિ કરું. મને માફ કર. મને તું નીચ ન ધારીશ. તારી મરજી સિવાય કાંઇ નહિ કરૂં

હું જાઉં છું.' તેણે પાછે પગલે જવા માંડયું. નીચે ઊતર્યો. ઊમરા પર પડેલા પરબીડિયા પર નજર પડી. તે ઉઠાવ્યુંઃ ખોલ્યું....વાંચ્યું........

'અવન્તિકાના શુભ લગ્ન........'

'આહ....આ શું? મારો ભય સત્ય નીવડ્યો. દેવી! દેવી! એના લગ્નમાં મને આમંત્રણ.'

તે પડ્યો...બારણામાંનો લોખંડનો હૂક માથામાં ખૂંચી ગયો. અશ્વિન અચાનક આવી પડ્યો. પણ તે છેલ્લા શબ્દો સાંભળવા જ. ભવિષ્યવેત્તા વાદળાંએ એક સખત ઝાપટું વરસાવી બેઉ મિત્રોને નવરાવ્યા. દૂર દૂર કોઇ પસાર થતા વરઘોડાનાં વાજાનાં સૂર પીયૂષને સંભળાયા. છેલ્લી વાર તેણે બેઠા થવાનો યત્ન કર્યો.

'દેવી! દેવી!' તેણે પળવાર આંખો ઊઘાડી. ઝરતાં વરસાદનાં ટીપે ટીપે 'ગઇ' 'ગઇ'ના શબ્દ પેલા ક્રૂર અગમ્ય શિલ્પકારના કોતરાયલા વાંચ્યા. નિરાશાના અગ્નિમાં તેના દેહની રાખ થઈ. એ મૃત્યુને ઝંખતું જીવન મૃત્યુને મળી ગયું.



# વિચારબિંદુ

હૈયાના ડુંગરેથી ધસતાં ઊર્મિઝરણાં
વહેતાં મળે છે આ પુસ્તિકા સરવરે;
તેમાંથી ઊપજ્યું પંકજ ને ઉદ્ભવ્યાં બીજાં પુષ્પો,
પવિત્ર ને સાદું પેલું પંકજ
સમીરણો નાં હિંડોળે હીંચતું
અલિપ્ત ને સ્વતંત્ર.
નથી જકડતી એને લાગણીની જંજીરો
કે મોહમાયાના બંધનો.
દૂર દૂરથી ડુંગર આનંદે છે
નીહાળતાં નીજ નીરજને.

'બિંદુ.'

માતૃપ્રેમ કરતાં પત્નીપ્રેમ કેમ વિશેષ હશે ? એમાં કાંઇ સ્વાર્થનો અંશ ખરો ? તો પ્રેમ એટલે સ્વાર્થસાધુતા કેમ નહિ ?

'પ્રેમ'*

પ્રેમ મનુષ્યનું સ્વાતંત્ર્ય લૂંટી એને ગુલામ બનાવે છે.

'પ્રેમ'

હવે તો પ્રેમ હોવો એ અભિમાનની વસ્તુ ગણાય છે; એને તેથી કેટલાક માટે પ્રેમ એક શોખ થઇ પડ્યો છે.

'પ્રેમ'

પોતાની જાત કરતા પ્રિયાને અવિસ્મરણીય બનાવવા મથનાર કવિઓ કે લેખકો માનવભૂમિ પર ઓછા નથી.

'પ્રેમ'

પ્રેમી પણ કવિની માફક ભવિષ્યના કલ્પનાગગનમાં વિહાર કરે છે.

'પ્રેમ.'

પત્રથી થતાં પ્રેમનાં માપ અધૂરાં અને છાકલાં હોય છે.

'પ્રેમ.'

* હવે પછીના પ્રગટ થતા પુસ્તકમાંનો એક નિબંધ.

સ્નેહનાં સંબંધ સગપણથીય અધિક છે.

'પ્રેમ.'

પ્રેમને અંધ કહેવો ઉચિત નથી કેમકે ભોજ્યમાં સુંદરતા સ્વભાવ દ્રવ્ય કે બુદ્ધિ જોયા પછી જ ભોક્તા ખેંચાય છે; એટલે પ્રેમને કમળો થયો છે એમ કહેવું એ વધારે યોગ્ય છે.

'પ્રેમ.'

ચુંબન પ્રેમની મ્હોર છે.

'પ્રેમ.'

ઘણી વાર સાહિત્યનો સર્જક પ્રેમ હોય છે પણ પ્રેમના સર્જક સાહિત્ય વિશેના ઉદાહરણ ઓછાં છે?

'પ્રેમ'

દીર્ઘ પ્રયાસ પછી મેળવેલી ગુલામી ઘણી વાર સહેલાઇથી પ્રાપ્ત થયેલી સ્વતંત્રતા કરતાં પણ વધુ પ્રિય હોય છે.

'બિંદુ"

હવા એટલે થોડી માટી અને ઘણા પાણીનું મિશ્રણ.

'દેવી'

ચોર એટલે અંધકારના ઓળાઓ.

'બિંદુ'

જેને જ્ઞાન છે તેને ભય છે; અજ્ઞાનીને કે ગાંડાને નથી બીક કે નથી દુઃખ, કેવળ આનંદ આનંદ.

'બિંદુ'

પ્રત્યેક કાર્યમાં અધૂરૂં ભાન સાહસ પ્રેરે છે, કિંતુ સાવધાનતા તો તેની શરૂઆત જ અટકાવે છે.

'બિંદુ'

જીવનની કેટલીક પળો અનુભવવા લાયક હોય છે કેટલીક ભૂલવા લાયક અને કેટલીક કેવળ તજવા લાયક હોય છે.

'બિંદુ'

કેટલાકના હૃદય હસે છે જ્યારે કેટલાકના મ્હોંજ હસે છે.

'બિંદુ'

બાળક નિર્દોષ છે; દુષ્ટ મનુષ્યોની અધમતા સ્વાભાવિક નથી; દુનિયાની વાસ્તવિકતાનો સામનો કરવા જતાં નિર્બળ મનોને લુચ્ચા કે ઠગ બનવું પડે છે. દુષ્ટતા સમાજે શીખવેલો દુર્ગુણ છે.

'બિંદુ'

કલિયુગમાં વિજય અસત્યનો છે, સત્યનો ક્વચિત જ.

'બિંદુ'

દુનિયાના નાના મોટા સર્વ કાર્યો કેવળ સત્ય પર નથી અવલંબતાં, બલ્કે હવે તો જેટલો આધાર જૂઠાણા પર રાખે છે તેટલો પણ સત્ય પર નથી રાખતાં; અને જે સત્યથી અતિ કઠિન બને છે તે અસત્યથી સરળ બને છે માટે જ જૂઠાણું હવે દુર્ગુણ મટી હોશિયારીમાં નોંધાયું છે.

'બિંદુ'

મનુષ્ય કર્તવ્ય કરે છે કિંતુ તેમાં કીર્તિની ઝંખના ખાસ હોય છે. કીર્તિ મનુષ્યની આશા અને કાર્યનું પોષણ છે.

'બિંદુ.'

માનવીને નિરર્થક મહેનત કરવી ગમતી નથી; ગમે તેવાં મુશ્કેલ કાર્યો પણ ઘણી વાર ખુશામતથી સરળ બને છે એટલે ખુશામત કે ખોટી પ્રસંશા હોશિયારીનું લક્ષણ ગણાવા લાગ્યું છે, આવા કેટલાય દુર્ગુણો સદ્‌ગુણોમાં સ્થાન પામ્યા છે. 'બિંદુ.'

પુરૂષ એટલે ગૃહનો સૂર્ય
ને સ્ત્રી એટલે ગૃહચંદ્રિમા
વ્યોમે દીપે છે ચંદ્ર સૂર્ય તેજે
તેમજ શોભે છે સુંદરી નર તેજે

'બિંદુ.'

મનુષ્યના જીવન ઘડતરમાં દિવસના વાસ્તવિક વાતાવરણ કરતાં રાત્રિનું રૌમેન્ટિક અને પ્રેરણાત્મક વાતાવરણ વધુ ભાગ ભજવે છે.

'બિંદુ.'

સુખીને તો દુઃખીના દર્શનેય નથી ગમતાં; દુઃખી એટલા ગરીબ અને નીચ અને સુખી એટલા ઉત્તમ!

'બિંદુ.'

દવનું જીવન એટલે એક જ ફૂંકથી આશાની ઝગઝગતી જ્યોતિ હોલાઇ જવાથી જેના પર અંધકાર વ્યાપી રહ્યો છે એવું માટીનું હાલતું ચાલતું બાવલું. 'દેવી'

યુવાન નિંદાસંસ્થા વૃદ્ધ સાસુઓની જૂનવાણી જમાતથી કાંઇ ઊતરે એમ નથી; એણે તો કંઇકના ઘર ભાંગ્યા છે.

'દેવી.'

જિંદગાની કરુણ બનાવોનું સુખના છેડાઓથી બાંધેલું પોટલું છે.

'બિંદુ.'

કેટલાકને મન સારી જિંદગી એટલે જીવન રુદન અને મરણ. 'મૂંગું હૃદય.'+

---

+ હવે પછી પ્રગટ થનાર પુસ્તકમાંની એક નવલિકા

સુશીલા તો જાણે સંસારનો ચંદ્ર
કુશીલા છે સૂર્યનેય ઢાંકતી કાળી વાદળી.

'બિન્દુ'

ભીંતને કાન છે પણ મ્હોં નથી.

'મૂંગું હૃદય.'

વિદ્વત્તાની જરૂર બહુ થોડાને છે પણ વિદ્વત્તાના દંભની જરૂર ઘણાને છે.

'બિંદુ.'

સરળ હૃદયની સરળતા દુભાવવી એ સુજનતાનું લક્ષણ નથી.

'દેવી.'

સગાંવહાલાં એટલે સ્વાર્થનો પ્રથમ હક્ક ધરાવતી પ્રતિમાઓ.

'બિંદુ.'



# સ્ત્રી

Those who always speak well cf woman do not know them sufficiently; those who always speak ill of them do not know them at all.+

ઇતિહાસ કાળ પૂર્વેથી સ્ત્રી માટે એક પ્રકારનો સામાન્ય અભિપ્રાય અત્યાર સુધી ચાલ્યો આવે છે, તે ટેનીસને ઘણી સુંદર રીતે ટૂંકમાં મૂકયો છે.

Man for the field, the woman for tha hearth,
Man for the sword, and for the needle she;
Man with the head, and woman for the heart,

---

+Gallaume pigalt leburn (1758–1835)

Man to command, and woman to obey. All else confusion.*

છતાં પૂર્વેની તેમજ અત્યારની સ્થિતિમાં અસીમ ભેદ છે. પૂર્વે તો તે પુરુષ જેટલાં જ કઠિન કાર્યો કરતી; જમીન ખેડતી, શિકાર ખેલતી અને યુદ્ધ જેવા હિંસાત્મક કાર્યોમાં પણ ભાગ લેતી. સમયના પ્રવાહ સાથે તેમના કાર્ય પ્રદેશોમાં ભાગ પડતા ગયા. પુરુષે ઝૂંપડા તેમજ પાળેલા પ્રાણીઓનું સંરક્ષણ અને બાજુના ગામડાંથી લૂંટ ચલાવવાના કામો સ્વીકાર્યા. અને સ્ત્રીઓને ભાગે–કદાચિત્ બાળકોને લીધે, ભટકવાની અશક્તિને લીધે–માત્ર બાળઉછેર, પ્રાણીની માવજત તથા અન્ય ઘરકામ આવ્યાં. આ ભાગલા તેમનામાં શારીરિક તેમજ માનસિક ફેરફારોમાં પરિણમ્યા. તેથી જ Men have marble women waxen minds. §

જૂના સમયમાં સ્ત્રી ઘણું માન પામતી એમ ઋગવેદ જેવા એક અત્યંત પુરાણ ગ્રંથમાં જણાય છે. મનુ સ્મૃતિના કાળ પર્યંત તો તેના માન અને શક્તિ ઊંચાં હતાં. "ભગવાન રામચંદ્રજીના વારાથી પુરુષો એવાજ છે

* Tennyson, the princess. § Shakespeare, Rape of Lucrece

કઠોર કાળજાના.[૧]" રામાયણના સમયમાં સ્ત્રી અવનતિના ઉદાહરણ મળી શકે પણ સામાન્ય રીતે બેઉ જાતિનાં સ્થાન સરખાં હતાં. દ્રૌપદીને જૂગારમાં રમવી (ભિષ્મપિતામહ કહે કે સ્ત્રી ધન પુરુષ ગમે તેમ વાપરવા મુખત્યાર છે.) એ પાંડવોનું બલ્કે સારાય સ્ત્રી સમાજના ઇતિહાસમાં પ્રથમ જ નામીચું શરમભર્યું કૃત્ય લેખાય.

ચાણુક્યના સમયમાં जननि मनोहरती जातवति જેવો અભિપ્રાય બંધાવા માંડ્યો. વીસમી સદી જેવા આગળ વધેલા યુગમાં પણ પુત્રી જન્મ એટલે સર્પિણી જન્મ અને અને પુત્ર જન્મ એટલે દેવજન્મ, અને કવિશ્રી નાનાલાલના શબ્દોમાં 'પુત્રપૂજા એટલે પ્રગતિની પૂજા'ની માન્યતા પ્રવર્તે છે; કિંતુ વાસ્તવિક રીતે 'She is not one of Nature's agreeable blunders'. પણ—

'The world was sad–and man, the hermit sighed till Woman smiled' સ્ત્રી વગર દુનિયા કેટલી પ્રગતિ સાધી શકે? વિષ્ણુવર્મા પંચતંત્રમાં લખે છે કે—

अनृतं साहसं माया मूर्खत्वमति लोभिता
अशौचं निर्भयत्वं च स्त्रीणां दोषाः स्वभाव जाताः ॥

---

૧ નાનાલાલ, ઇન્દ્રકુમાર.

પણ આવા મોટા માણુસને માટે Only cowards done affront a woman. કેમ લખાય?

ટૂંકમાં સ્ત્રી એટલે દુર્ગુણોનો ભંડાર એ અવસ્થા આવી રહી. કાલિદાસના સમયમાં પડદાનો રિવાજ પણ હતો એવું સંસ્કૃત સાહિત્યના વિદ્વાનો જણાવે છે. કવિ દંડ પોતાના સમયમાં બળાત્કારના બનાવોનો ઉલ્લેખ કરતા જણાય છે. સ્ત્રીઓ જનોઈ પણ પહેરતી. ब्रह्मसूत्रेण पवित्री कृत कायाम। પારસી સન્નારીઓમાં કયાં આ પ્રથા હજુએ નાશ પામી છે? એકલા હિન્દુ સમાજમાં જ નહિ કિંતુ વિશ્વના ખંડેખંડમાં જાતિએ જાતિએ અને પ્રત્યેક ધર્મમાં સ્ત્રી, પુરુષ કરતા ઊતરતી કોટિની ગણાય છે.

ખ્રિસ્તીઓના બાઇબલ મુજબ સ્ત્રી, પુરુષના આનંદ અંગેજ સર્જાઇ છે, અને મહા કવિ મીલ્ટનના મત મુજબ તો 'He for god only, she for god in him.' પ્લેટોએ તેને 'deposited property' અને સ્પેન્સરે તેને 'અવિકસિત પુરુષ' કહી ઉતારી પાડી છે પણ આપણે કહી શકીએ કે—

Woman is not undeveloped man. But diverse.

એરેબીયન સુંદરીઓના ગુલામ તરીકેના વેચાણને

ઝાઝો વખત નથી વીત્યો. જે મહાયુધ્ધમાં સૌંદર્યને શહેરના લત્તાઓમાંથી લૂંટી ઘસડી જવાતું એ સમય ૧૯૧૪થી વધુ દૂર નથી. આપણા દેશમાં શહેનશાહોનાં જમાનામાં સુલતાનોને સુંદરીઓની ભેટ થતી. એ વસ્તુ અત્યારે પણ ચાલુ દક્ષિણના મંદિરોનો 'દેવદાસી'નો રિવાજ યાદ આપે છે. રજપૂતોના યુગમાં નાની બાળકીઓને દૂધ પીતી કરવાનો ચાલ ઇતિહાસ સિધ્ધ છે.

આ તો થઈ સિધ્ધ પણ ગત સમયની અધોગતિની વાત. જેવી સ્થિતિ અત્યારના સુધરેલા ગણાતા દેશોની પૂર્વે હતી તેવી જ અત્યારે બીનકેળવાયેલા પછાત ગણાતા દેશોની છે. બગાડો તો બેઉમાં છે, સુધરેલા કે પછાત, પણ પ્રકારો જુદા. સુધરેલા ગણાતા પાશ્ચાત્ય દેશોમાં અત્યાર સુધી મનાતો પુરુષનો સ્ત્રી પરત્વેનો જુલમનો બગાડો નથી પણ હવે જમાનો બદલાતાં સ્ત્રી સ્વાતંત્ર્યની શરૂઆતથી તે નૈતિક બગાડમાં રૂપાંતર પામ્યો છે. એટલું તો ચોક્કસ છે કે પૂર્વે કરતાં અત્યારે પશ્ચિમના દેશોમાં પ્રેમ નહિ પણ 'પ્રેમદેવના પડછાયા' વધારે પૂજાય છે. ત્યાં—

આજકાલ તો રસ એટલે અનાચાર
અને પ્રેમ એટલે પાપાચાર×

× નાનાલાલ: ઇન્દુકુમાર

પણ સંસારીઓના સંસાર એટલે 'દૈત્યોના ધામ' નથી તો 'દેવના મંદિર' પણ નથી જ. જો ત્યાં 'દિવસ દિવસના લગ્ન' નથી તો 'જીવન જીવનના' પણ નથી. આંગ્લ દેશ અને અમેરિકાના સમાજ સુધારકો સમજી શક્યા છે કે સ્વાતંત્ર્ય સ્વચ્છંદતામાં પરિણામ પામ્યું છે. (પણ આપણે જેને સ્વચ્છંદતા સમજીએ છીએ તેને ત્યાં સ્વતંત્રતા જ સમજવામાં આવે છે.)

ઠર્ઝલી-'ચેમ્બર્સ જનરલ'માં જણાવે છે કે ઘણી વાર મેં સ્ત્રીઓને પર પુરુષ સાથે ધાડો પ્રણય કરતી નિહાળી છે અને તેમના પતી રખેને જૂના વિચારના ગણાઈ જાય એ ભયે અત્યંત નમ્રતાપૂર્વક ઠપકાના બે શબ્દ સિવાય વધુ કંઇ જ કહી શકતા નથી. હિંદુસ્તાનમાં આવો ભય ખરો કે?

ના; ગાવડી જેવી ગરીબડી
હિંદુ દુહિતાએ બંડ નહિ માંડે
સંસારીયાની આમન્યા પાળશે
મહાજનની માઝા નહિ મૂકે
ઝંપશે ઝૂરશે વિનવશે વિલપશે. *

ત્યાંના સંસારનો આબેહૂબ ચિતાર 'Decay of ho-

* નાનાલાલ: ઇન્દુકુમાર

me life in England'ના લેખમાં આપ્યો છે.

લંબાણ ભય લાગે છે પણ કંઈક ખ્યાલ આવે તે અર્થે અહીં મૂકું છું. 'સ્ત્રી તો બહાર (ઘરની) હોય છે કારણ કે તેને ઘણી મુલાકાતો હોય છે. પાંચ પળ પણ તેને અવકાશ મળતો નથી. થાક ને વલોપાતથી લોથપોથ બની જાય છે. ઘર સંભાળની તો ફુરસદ જ ક્યાંથી હોય? અલબત્ત છોકરાં તો આયા કે ચાકરડીઓ જ રમાડે. એમનો કાર્યક્રમ પણ ભારે. સાડા દસે કચવાતે મને પથારી છોડે. નહાવામાં ને કપડાં પહેરવામાં તો એક સહજ વાગે. પછી ગાડીમાં નીકળી માનીતા મિત્રો સાથે ખાણું લે છે. ઘેર આવી એક કલાક આરામ (શ્રમ ઘણો પડે ને?). ઉત્થાપન બાદ સહિયરો સાથે ચા પાણી ઊડે છે.

વળી આરામ. (સીનેમા સમાચાર, પ્રેમવાતો, ડિટેક્ટીવ વાર્તાનું વાંચન કદાચ આ સમયે થતુ હશે) વળી પાછા વસ્ત્ર પરિધાનની લાંબી ક્રિયાના મંડાણ થાય છે. પછી કોઈ અન્યત્ર સ્થળે જમણ જાય અગર તો બધાંને પોતે ખાણું આપે. પતિ સાથેનું જમવું એ તો કાળ જેવું લાગે. ત્યાર બાદ બ્રીજની રમત મંડાય' (એ તો મુંબઈગરાઓના અનુભવ મુજબ ખબર હશે જ કે બે વા-

ત્યાંથી વ્હેલા એમાંથી પતાય જ નહિ. નાટક સિનેમા તો જયારે 'બ્રીજથી કંટાળ્યા હોય ત્યારે જ હશે કે! હમણાં હમણાં મુંબઈના સમૃદ્ધ ગણાતા રાતના બેતાજ બાદશાહોના જીવનની કેટલીક રીતો આવી જ હોય છે.

આવું હોય ત્યાં પુરુષ પણ રવડતો બને તેમાં શી નવાઇ? They are city nomadisc એમને મન ઘર સંસાર એટલે ન છૂટકાના ફતવો. ત્યાંની સ્ત્રીઓને મન 'આત્મને ઓળખે તે વર' નથી અને 'ના ઓળખે તો પર' પણ નથી. તો પછી 'આંગણું ઓરડો અને ઉર સ્વામીના' કઇ રીતે 'અજવાળી ઉજવાળે?' *

સ્ત્રીઓ પુરુષ જેવાં જ વસ્ત્ર પહેરે, બીડી ફૂંકે ને દારૂ પણ પીએ છે. આ ગુણોમાં એમને હું આપણી હાલની હરિજન ગણાતી સ્ત્રીની હરોળમાં મૂકી શકું? 'આ સ્ત્રીઓ જાતિહીન છે; તેઓ નથી સ્ત્રીમાં કે નથી પુરુષમાં.' આપણા સમાજમાં એકટ્રેસો અને બીજી હલકી કોમોની સ્ત્રીઓની આજ દશા હોય છે. ઊંચ વર્ણની સ્ત્રીને સમાજની મર્યાદાએ આ સડામાંથી ઉગારી લીધી છે. સમાજના કેટલાક ગુણોમાંનો આ એક છે. સમાજને કાઢી નાખવાનો નથી સુધારવાનો છે. સમાજના બંધનો સંયમ શિખવે છે. પાશ્ચા-

* ઇન્દુકુમાર

ત્ય દેશોમાં જે ઉમરાવ લોકો ગણાય છે તેમની રહેણી-કરણી કંઈ વધુ સંયમિત અને મર્યાદિત હોય છે.

આપણે ત્યાં આથી ઉલટી જ મનોદશા પ્રવર્તે છે. સ્ત્રીઓને ઘરના પીંજરાં સેવવાં પડે છે. એમનો આત્મા કેવળ ઘર-સંસારમાં રુંધાએલો છે; પણ—

માનવી ઘડયા નીતિ બંધનો
આત્મવિકાસના અન્તરાયો છે
સ્ત્રી જાતિનેય આત્મા છે
ને એ આત્મવિકસનો છે કોડિલો.×

માનસિક વિકાસ સિવાય આત્મ વિકાસ સંભવે? કેળવણી વિના માનસિકવિકાસ પણ સંભવે? અર્થાત ભણતર વગર વિચારશક્તિ ગૃહપીંજરમાં જ ગૂંગળાઇ જાય છે. પૌરાણિક કાળથી અત્યાર સુધી—

Nothing lovelier can be found
In woman than to study household good
And good works in her husbund to promote.‡

ના પ્રદેશમાં જ સ્ત્રી ધર્મ સમાયલો સમજાયો છે. કેટલીક ફરજો જેમાંથી પુરુષ સ્વાભાવિક રીતે મુક્ત હોય છે તે માટે સ્ત્રીને બાળપણથી જ શિક્ષણ આપવું જરૂરી છે.

× ઇન્દુકુમાર
‡ Milton : Paradise Lost

સાહિત્યના શિક્ષણ ઉપરાંત તેમને ગૃહધર્મનું, માતૃત્વનું, અને અન્ય લલિત કળાઓ-જેને માટે પુરુષ કરતાં સ્ત્રી વધારે યોગ્ય ગણી શકાય-નું જ્ઞાન અગત્યનું છે. મારા જાણુવા મુજબ આ પ્રકારનો અભ્યાસ કર્વે વિદ્યાપીઠ તરફથી કરાવવામાં આવે છે. પ્રતિવર્ષે તેની વધતી જતી સંખ્યા તેની યોગ્યતાનો પૂરતો પુરાવો છે. બાકી મુંબઇ વિદ્યાપીઠની હાલની શિક્ષણુ પ્રથા તો સ્ત્રીને કે પુરુષને પુસ્તકીયા ભણુતર સિવાય ખાસ લાભ આપતી જણુાતી નથી. એ પ્રથા હવે સુધરે એની સૌ કોઇ રાહ જોઇ રહ્યું છે.

આપણુા દેશમાં શહેરની સ્ત્રી સુધરેલી ને કંઇક કેળવણી પામેલી ગણી શકાય છે, જ્યારે ગામડાની સ્ત્રી અણુઘડ ને અજ્ઞાની જ હોય છે. તેની સ્થિતિ અને પૂર્વેના જંગલી લોકોની સ્ત્રીની સ્થિતિમાં ઘણું સામ્ય મળી આવે. ખેડૂતની સ્ત્રી અક્ષરે લખી જાણુતી નથી કે નથી જાણુતી કે રાજકારણુમાં સ્ત્રીઓ શું હિસ્સો ભજવી શકે? પુરુષ તો પતિ ગણુાય; માલીક ગણુાયઃ એટલે એને સમાન હક્કનો વિચાર પણુ કયાંથી આવે? એણે તો સ્ત્રીને જાપાનીસ રમકડું ગણ્યું છે. પત્ની કે ચાકરડી વચ્ચેનો ભેદ દૂર રાખ્યો છે કારણુ કે તેમ ન હોય તો પરણુવાના પૈસા શા સારૂ ખર્ચ્યા? તેમને ખ્યાલ ન હતો કે 'Can man be

free if woman be a slave'+ એમને વિચાર જ ન હતો કે સ્ત્રી એ તો પ્રભુનો અમોલો અમૂલો આશિર્વાદ છે. એમને મન તો 'બુધે નાર પાંસરી' કેમકે 'બુધે ડોબુ દોવા દે.' પછી 'સંસારનો તંબૂરો બેસૂરો બોલે' તેમાં નવાઇ ?

સ્ત્રી એટલે ગુલામ અને પુત્રી એટલે ગાય એવી ગણત્રી થતી હોય ત્યાં જાહેર પ્રવૃત્તિમાં કે દેશસેવાના કાર્યોમાં ભાગ તેઓ કેટલો આપશે ? 'સ્વાતંત્ર્ય દિન'ની ઉજવણી સમયે સ્ત્રી વિભાગની જૂજ હાજરી તેમનામાં સ્વાતંત્ર્ય ભાવનાના વિકાસની ઉણપ જ સૂચવે છે. સાધારણ રીતે સ્ત્રી જાહેર પ્રવૃત્તિમાં નિરસતાજ દાખવે છે. અને થોડીક આધુનિક યુવતીઓ ભાગ લે છે તેમની પર વૃધ્ધાઓના ધિક્કાર છૂટે છે અને પેરા મૂકાય છે, કારણ કે તેઓ આ ચળવળને યુવાનોનો નિરર્થક ખોટો લાગણીપ્રધાન છંદ માને છે. પ્રત્યેક સ્ત્રી કે પુરુષ કેવળ પોતાની જાત માટેજ નથી જીવતો એ તો આખાય માનવ સમુદાય માટે જીવે છે. પણ આપણા દેશમાં વ્યક્તિપ્રેમ કરતાં દેશપ્રેમની ઝાળ જોઇએ તેટલી જ્વલંત થઈ નથી; અને તેથી આપણી સ્ત્રીઓ ચૂલો, સોયદોરો કે બાળકમાં જ પોતાનું જીવન વ્યતીત કરે છે.

---

+ Shelley: revolt of Islam

બહાર ભમવા ઉપર જે પેરા મૂકવામાં આવે છે તેનું કારણ થોડી પણ નીચ ચારિત્ર્યવાળી સ્ત્રીઓને આભારી છે. આવી ચારિત્ર્યહીન સ્ત્રીઓએ વૃદ્ધ માબાપોના મનમાં એવો ભય બેસાડયો છે કે ઘરમાં વસે એટલી સ્ત્રીઓ સારી અને બહાર ફરે એટલી ભટકેલ. આવા જ કંઇક વ્હેમોને લીધે માબાપ બાળાઓને કૉલેજમાં ભણવા મોકલતાં અચકાય છે.

કૉલેજ એ કાંઇ પ્રેમ મંદિર નથી, પણ પુરુષ ઘણી વાર 'પાપ એટલે આજની લ્હાણુ' ગણી સ્ત્રી રસ ચૂસી છટકી જાય છે ફળ ભોગવવાં પડે છે ભોળી બાળાને. પ્રકૃતિનો અન્યાય નહિ ? પુરુષના પાપ ઢંકાય, સ્ત્રીના ઢાંક્યા ઢંકાતા નથી. આવું હોય તો માબાપ પોતાની બાળાઓને અટકાવે તેમાં નવાઇ ? પણ એક યા બેને લીધે અનેક બાળાઓને સહન કરવું પડે છે.

સ્ત્રીને ગૃહધર્મ શીખવો, પાળવો અવશ્ય છે કિંતુ તે માનસિક વિકાસ આડે તો નજ આવે. આપણી સમાજ અને દ્રવ્ય વ્યવસ્થા એવી છે કે જે કુટુંબ બહોળું હોય ને સમૃદ્ધ હોય તેજ કુટુંબની કન્યાઓ ઊંચા પ્રકારના અભ્યાસની અભિલાષા સેવી શકે. પુરુષને જેટલી તકો વિદ્યાભ્યાસની મળે છે તેટલી તકો સ્ત્રીને નથી મળતી.

આ શોચનીય પણ અનિવાર્ય સ્થિતિ છે. સ્ત્રીના અજ્ઞાનપણા માટે આર્થિક સંકુચિતતા અને માબાપની કેટલીક બેદરકારીભરી વલણ જવાબદાર છે. ગૃહધર્મ સુંદર બનાવવા માટે જ્ઞાન પણ જોઇએ. જેમ અભ્યાસ વધારે તેમ સંસાર પણ વધારે સુંદર.

ભણેલી સ્ત્રીની ઉલટી પરિસ્થિતિ પણ નિહાળવા જેવી છે. આધુનિક ભણતરનો કોઇ પણ એક દુર્ગુણનો ચેપ પુરુષ કરતાં સ્ત્રીને વધારે લાગ્યો હોય તો અભિમાનનો છે. પુરુષને ભણતરનો જે ગર્વ આજથી વીસ વર્ષ પૂર્વે હતો—બી. એ. કે એમ. એ. થવાથી જ્ઞાન અને સંસારના કિલ્લા જીત્યાનો જે ગર્વ હતો તે ગર્વ અત્યારની કૉલેજની કન્યાઓમાં છે. તે તેમની જૂજ સંખ્યાને આભારી છે. પ્રત્યેક કેળાવયેલા પુરુષને કેળવાયેલી સ્ત્રીની ઝંખના હોય અને એ સંખ્યાઓ સમધારણ ન હોવાથી કન્યાઓની કિંમત અત્યારના જમાનામાં વધારે હોય એ સ્વાભાવિક છે. સમય આવે સારાય સ્ત્રી સમાજમાં કેળવણીનુ પ્રવર્તન થશે ત્યારે એ અભિમાનનો અંત જલદી આવશે.

બીજો પ્રશ્ન છે નોકરીનોઃ—

For men must work and women must weep

Though storms be sudden and waters be deep,
And the harbour bar be moaning.×

આ કેવળ સત્ય નથી, છતાં એક વાત સ્પષ્ટ છે: કુટુંબના નિભાવનો ભાર પુરુષને જ માથે રહે છે. જો પ્રત્યેક ઘરમાં સ્ત્રી ને પુરુષ બેઉ કમાતાં હોય તો! સુખ ખરૂં? ચોક્કસ! પણ એ બનવું હિંદમાં શક્ય છે? પુરુષને નોકરીના વલખાં પડે ત્યાં સ્ત્રી નોકરી મેળવે તો? હાલ વિદ્વાન બ્હેનો પણ નોકરી શોધે છે. એટલે અંશે એ નોકરી મેળવતી સ્ત્રીઓ પોતાના બીજા ભાઈનો રોટલો નથી ઝૂંટવતી? પણ એ વિચાર આ વિદ્વાન ગણાતી બ્હેનો દ્રવ્ય લોભે અને સુખ લોભે કરી શકે ખરી?

સમાજને સ્ત્રીશક્તિની આવશ્યકતા છે; માનવસેવામાં એમનો ફાળો આવકારદાયી છે, પણ તે નિઃસ્વાર્થ ન હોય, જો તે કોઈને ભિખારી રાખીને બનતું હોય તો નહીં. પોતાના કરતાં પોતાનો ભાઈ કમાય તેમાંજ તેમની વડાઈ છે. વસ્તુ પાસે હોવા છતાં કેવળ પોતાના સ્વાર્થ ખાતર તેનો ઉપયોગ ન કરવો એ એક ઉત્તમ ગુણ છે. વળી 'જે સ્ત્રી અદાલતમાં કે ધારાસભામાં ટેબલ ખુરસીએ કામ

× Kingsley: the three fishers.

કરે છે તે અતિ માનનીય કે અત્યંત ઉપયોગી વ્યક્તિ હોય કિંતુ તે નથી સ્ત્રી કે નથી પત્ની તો માતૃત્વના ગુણુ કઈ રીતે ધારી શકે?'

કૉલેજમાં ભણુતી કોઇ પણુ કન્યા ગાડી, વાડી કે મહાન પતિથી ઊતરતી અભિલાષા સેવી શકે નહિ. ભણ્યા એટલે ઘરકામ કે કરકસર થાય નહિ એવું એક ઊંડું ને આછું આછું અભિમાન જાગૃત થાય છે. સ્વાભાવિક છે કે સુરતમાં પોતાથી ઓછું ભણેલા કે ઓછું કમાતા પતિનો ગૃહસંસાર સુંદર રીતે ચલાવનારી સન્નારીઓ બે ત્રણુ જ હોય. બાકીનાને કેવળ પતિ નથી જોઇતો, એમને તો સૂવર્ણના ગાડા હાંકતા બળદીયા જોઈએ છે. પણુ—

ધનના ઢગલા પૂજવાના કે પતિને?
ધન કે ધામને દેહ વેચવા
એ તે લગ્ન કે વ્યભિચાર?*

ભણેલી તે અભણુને વર લેખે સ્વીકારે? એવી આર્ય સન્નારીઓ જુદી અને જૂજ. ધન અને વિદ્વતા પ્રાપ્ત થઇ હોય એવા નર ઘણા થોડા છે. આથી કેટલીય સ્ત્રીઓ આધેડ વય સુધી અપરિણીત રહે છે. આ તો મોટી ઉમર

---

* ઇન્દુકુમાર

સુધી અવિવાહિત રહેતી કન્યાઓના થોડા કારણોમાનું એકજ પણ મહત્વનું છે. પછી તો Shorter, porter or compounder માટે સ્વયંવર રચવા પડે. કૉલેજ કેળવણીના પ્રસ્તાવનું પ્રથમ પગથિયું છે એટલે પરિસ્થિતિ આટલી તંગ બની છે, પણ આશા રાખી શકીએ કે જ્યારે ઘેર ઘેર એ કેળવણીનો પ્રચાર થશે ત્યારે આ દશાનું ધીમે ધીમે પણ નિ:સંદેહ નિવારણ આપોઆપ થશે. સ્ત્રી પુરુષના સ્થાન પણ લગભગ સરખાં જેવાં રહેશે. સ્નેહલગ્નો વધે, સંસારમાં સ્વર્ગ પણ વર્ણનોતર્યું આવશે.

જમાનો પલટો ખાઇ રહ્યો છે એટલે સમાજમાં સ્ત્રીનું સ્થાન નક્કી થયેલું ન ગણી શકાય. ચાલુ મહાન યુદ્ધ પછી એમની અત્યારની સ્થિતિમાં જબરું પરિવર્તન થવાનો સંભવ છે. તેના ચોક્કસ સારા કે માઠા ફળ વિષે તો સમાજશાસ્ત્રીના અભ્યાસીઓ કરી શકે. પણ મને બહુ મોટી આશા નથી.

સ્ત્રી પુરુષના કાર્યપ્રદેશો જુદા છે. એક સુંદર નાજુક કળામય અને ધીમો છે. બીજો ખડતલ, ખટપટી, બરછડ અને ઝડપી છે. પુરુષ ગમે તેવા કાર્યો કરવા સમર્થ છે; પરંતુ સ્ત્રીનાં કેટલાંક કુદરતથી નિર્માણ થએલા કાર્યપ્રદેશમાં સ્ત્રી જેટલી સહેલાઇથી કળા નહિ બતાવી શકે. પુરુષના

કાર્યોમાં કળા કરતાં મહેનત અને ખરબચડાપણું વધુ પ્રમાણમાં છે. એ કાર્યો કરવા કરતાં પહેલાં સ્ત્રીને શરીરે ખડતલ અને હૃદયે કઠણ બનવું પડે. સ્ત્રી પોતાની કળા કમનીયતા કોમળતા જેવા સ્ત્રી તત્વો છોડી ખડતલ બને એમ ઇચ્છવા જોગ નથી લાગતું. હા, પણ હું કેવળ એ મતનો પણ નથી કે—

પ્રભુની આજ્ઞા છે સુંદરી સ્રંધને કે
જગત જન્માવવું ને ધવરાવવું+

તે ઉપરાંત તેઓએ બીજું ઘણું કરવાનું છે એ હું આગળ કહી ગયો છું. 'T is government that makes them seem devine* જે વ્યવહાર કુશળતા સ્ત્રીમાં છે તે પુરુષમાં નથી. પુરુષની એ પ્રત્યેની બેદરકારી અને ઊંડા પાણીમાં માથું ન મારવાની મનોવૃત્તિને જ તે આભારી છે. કેટલાય કાળથી પુરુષ સમાજની જંજીરો તરફ અણગમો અંતરમાં સેવ્યાજ કરે છે. પુરુષ બી. એ.માં આર્થિક શાસ્ત્રની પરીક્ષા પસાર કરે છે પણ તેનો ઘરના વ્યવહારમાં કેટલો ઊપયોગ કરી શકે છે? કરકસર એ તો સ્ત્રીની સ્વાભાવિક વૃત્તિ છે. પંદર રૂપીયામાં ત્રણ ચાર માણસનું

---

+ નાનાલાલ : જયા જયન્ત

*Shakespeare : Henry VI

કુટુંબ ચલાવનાર સ્ત્રીઓના અનુભવ ગુજરાતને ક્યાં ઓછા છે? ગૃહરાજમાં નાણા મંત્રી તરીકે અને બીજાં સ્વજનોમાં વ્યવહાર મંત્રી તરીકેનાં કામ તેજ ઉત્તમ રીતે બનાવી શકે છે.

સ્ત્રી જ છે પુરુષનો આશ્રય અને આબરૂ. સ્ત્રી ન હોય તો ઘર પણ ભાડે ન મળે. એનાં માન કાંઇ નાના સૂનાં છે? સુંદરી એટલે પુરુષની પ્રતિભા અને પ્રેરણા. દુઃખનું ઓસડ પણ સુંદરીના સુંદર શબ્દો જ છે. સ્ત્રી વગરનો પુરુષ એટલે જીવન સહરામાં ભટકતો રસ તરસ્યો ભટકેલ. સ્ત્રીના ગૃહસંસાર સ્મશાન સરિખડાં શુષ્ક છે.

સ્ત્રી છે ભાવનાભૂખી. પુરુષનો સ્નેહ, તેનું હૃદય ઉન્નમત્ત અને આદર્શમય બનાવે છે. પુરુષના જીવનની દિવ્યતા સ્ત્રીમાંથી જન્મે છે. ",સૃજનકારે સૃષ્ટિ સજી સુંદરી ન સરજી હોત તો?"× પુરુષ વગરની સ્ત્રી કેવી લાગે?

'એકલી ને અટુલી તો સૌભાગ્યવતીયે વિધવા સમી ભાસે'ℴ એ પુરુષની અર્ધાંગી છે તો એ પણ સ્ત્રીનું અર્ધું અંગ છે. પુરુષથી એ ઊતરતીયે નથી ને ચઢતીયે નથી.

× નાનાલાલ : ઉષા

ℴ ચન્દ્રકુમાર

બેનો સુયોગ એજ જીવનની સંસિદ્ધિ, જીવવનું ધ્યેય. પ્રભુનું પૂર્ણ સ્વરૂપ બેના સુમેળથી જ થાય છે. પ્રભુએ કેમ જાણે પોતાનું અર્ધું અંગ પુરુષમાં અને અર્ધું અંગ સ્ત્રીમાં વ્હેંચી દીધું હોય તેમ દીસે છે. બેઉ એક બીજા વગર અછકલાં અધુરા આત્મવિકાસ વગરના લાગે છે. Each fulfills defect in each.† 'પતિ પત્નીનો પ્રેમયોગ' એજ આત્મ વિકાસનું પ્રથમ પગથિયું.

સંસારનો મુખ્ય સ્થંભ છે સંપ. સ્નેહલગ્ન સિવાય જીવનભરનો સંપ કયાંથી સંભવે? અને સ્નેહલગ્નોને માત-પિતાને ઉચ્છેદવાનો શો હક? કવિશ્રી નાનાલાલે ઠીક જ કહ્યું છે કેઃ

સ્નેહનાં ઝરણાં આડી પાળ બાંધી
નથી સુખી થતાં માતા પિતા
કે નથી સુખી કરતાં સંતાનોને
સુણજો ઓ સજ્જનો જગતનાં ![1]

કારણ કે

સંસાર લગ્ને પ્રાણેલી સુંદરીઓ
કંઇક કુમારિકાઓ હોય છે

† Tennyson : The Princess

૧ જયા જયન્ત

સંસારે કુમારી માનેલી બાળાઓ
કંઈક લગ્ન વ્રતિનીઓ હોય છે.÷

અને માબાપે યોજેલા લગ્નથી જોડાયલાં દંપતિ કેટલીક વાર સુખી નીવડે છે તેનું કારણ કે તેઓ પરસ્પરના સ્વભાવથી પરિચિત થઇ એક બીજાને અનુકુળ રહેવા યત્ન કરે છે. નહિ તો એમનાં જીવન કથળી જાય છે એ વાત નિર્વિવાદ છે. સ્ત્રી પર સ્વામીત્વ જાળવવાની કૂંચી તો પુરુષને સ્પર્શ ન કરતા પ્રદેશોમાં સ્ત્રીનું સ્વામીત્વ સ્વીકારવામાંજ સમાયલી છે.

ઘરમાં રોજ ઘર્ષણ થતું હોય તો જિંદગી એટલે અંધારૂં જ લાગે, અજવાળું નહિ. વિરુદ્ધ પ્રકૃતિના સ્ત્રી પુરુષના લગ્ન કેટલો વખત ટકે? અને ટકાવવાનો અર્થ પણ શો? બે જીવનને દુઃખી રાખવામાં સમાજને હાનિ નથી થતી?

બુદ્ધિથી ગમ્ય હોય તેટલા શાંતિના પ્રયોગો યોજી એ દીલની લેવડદેવડ વગરના લગ્ન ટકાવાય તેટલા ટકાવવા: કિંતુ એ નિરર્થક નીવડે તો છેવટે તલ્લાકનો ભય આપવો રહ્યો. એ ભયથી સોએ સાઠ ટકા જેટલા કજોડાં નભી શકે પણ ખરાં; કારણ કે હિંદુ સમાજમાં પુરુષ કે

÷ જયા જયન્ત

ઓ તલ્લાકનો પ્રસંગ લાવવામાં ગેરઆબરૂ સમજે છે. જ્યાં "સંસારે દેશવટો દીધો છે સ્નેહલગ્નોને કાવ્યોમાં, નાટકોમાં, કાદંબરીઓમાં" ત્યાં તલ્લાક સિવાય દુઃખી જીવનોની મુક્તિનો બીજો માર્ગ નથી.

In the election of a wife
As in a project of war, to err but once
Is to be undone for ever.*

સુશીલા તો જાણે સંસારનો ચંદ્ર
કુશીલા છે સૂર્યનેય ઢાંકતી કાળી વાદળી.×

કુભાર્યા કે કંકાસી પુરુષ સાથે કો ભોળું દીલ જોડાય તે કેટલું સહન કરે; જે લગ્નની પવિત્ર મનાતી શૃંખલાએ વિરુધ્ધ પ્રકૃતિઓને યોજવા યત્ન કર્યો તેને બેઉની સંમતિથી ઉચ્છેદવી એજ આવે સમયે દુઃખના સાગરમાંથી છૂટવાનો આરો છે, નહિ તો અણપાળેલા એ કુતરો ને બિલાડી એક ઘરમાં કેટલો સમય રહી શકે? પણ જોતાં એટલો તો ભય છે કે હાલના વાતાવરણમાં પ્રેમ જો ફેશન બને તો પ્રેમને નામે પાપાચાર પણ ઘણો વધે.

---

* Middleton

× અગણાપણનો મારો યત્ન

પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીને કામ એટલે ઘરકામ નહિ પણ બીજું. એટલે શરીર ખીલવણી માટે વ્યવસ્થિત કસરત કરવી પડે છે. આપણે ત્યાં મોટી વસ્તી કામદાર વર્ગ અને ખેડૂત વર્ગની સ્ત્રીઓની છે. એમને કસરતની આવશ્યકતા છે ખરી? અને સુધરેલી શહેરની સન્નારીઓ સવારના પહોરમાં દંડ બેઠક કરવા કટીબધ્ધ થશે ખરી કે? પશ્ચિમના દેશોમાં એ કસરતના પરિણામે હાલની માતૃત્વશક્તિ પૂર્વે કરતાં ઘટી, એમ વિજ્ઞાનીઓ જણાવે છે અને સુંદરીનું નૈસર્ગિક સૌંદર્ય આ માનવભૂમિ પરથી ધીમે ધીમે અદૃષ્ય થતું જાય છે. છતાં તેમને પોતાના આત્મ રક્ષણ પૂરતી શક્તિ ખીલવવી જ જોઇએ પછી તે કોઈ પણ રીતે હો.

વાસ્તવિક દૃષ્ટિએ બુધ્ધિ ચાતુર્યમાં સ્ત્રી કોઈ રીતે પુરુષથી ઊતરે તેમ નથી. રાજકારણમાં એલીઝાબેથ, વિકટોરીયા, નૂરજહાં, તારાબાઇ એ પુરુષ રાજકર્તાઓથી પણ ચઢે તેવી ગણી શકાય. નવલકથાકાર કે નિબંધકાર કે કવિ તરીકે મેરી કોરેલી, એલનકી, સરોજિની કે એલાઇસ મીનેલ વિખ્યાત છે; છતાં સ્ત્રીએ હજુ પુરુષની સમાનતા પ્રાપ્ત કરી નથી. આટઆટલાં પ્રયાસો છતાં કોઈ પણ પ્રદેશમાં તેમની કક્ષા જોઇએ તેટલી ઉન્નતિએ નથી પહોંચી.

મને આશ્ચર્ય તો એ થાય છે કે આર્થિક, નૈતિક

અને વ્યવહારિક સ્વાતંત્ર્ય અનુભવવા છતાં પશ્ચિમના દેશોમાં પાર્લામેન્ટમાં કેમ બહુ જૂજ જગાઓ સ્ત્રીઓએ મેળવી છે! મને તેમાં કંઈક અંશે પુરુષોનો દોષ પણ જણાય છે. સ્ત્રીની શક્તિનો પૂર્ણ વિકાસ થવા દેવામાં પુરુષે અત્યાર સુધી ઓછાં અંતરાયો નથી નાખ્યાં, કિંતુ તે સિવાય બીજાં કેટલાંક કારણો તો કુદરતી અસમાનતાને પણ આભારી છે.

સ્ત્રી દેહેજ કોમળ અને કમનીય છે. પુરુષ તેથી વિરુધ્ધ પ્રકૃતિનો છે. માસિક અડચણો તથા અગ્રહિણી પદ વગેરે નૈસર્ગિક કારણો તેમને અવિરત સખત કાર્યો કરવામાં પ્રતિબંધ કરે છે. પુરુષ એમાંથી છૂટો હોય છે.

Marlow કહે છે: All women are ambitious naturally પણ હું એનો પ્રતિવાદી છું. મને હંમેશાં લાગ્યું છે કે મહાન આદર્શો ને મહત્વાકાંક્ષા પ્રત્યે સ્ત્રીનું સ્વાભાવિક વલણ થોડું હોય છે તેમાંએ હિંદુસ્તાનમાં બહુ થોડું. હોય છે ખરૂં પણ પુરુષની સરખામણીમાં ઓછું. સ્ત્રીઓને પુરુષોને સુલભ્ય એવી કેટલીક બાબતોનું ઘણું અજ્ઞાન હોય છે. પ્રત્યેક કાર્ય પ્રદેશમાં પુરુષ જેટલું સ્વાતંત્ર્ય સ્ત્રીને મળી શકતું નથી. છેવટમાં સખેદ કબુલવું પડશે કે પુરુષોને સ્ત્રીને ઉન્નતિએ ખેંચવાને અદૃશ્ય પણ હેતુપૂર્વક અને

કંઈક અંશે ઇર્ષાપૂર્વક બેદરકારી ઘણી હોય છે. તેથી સ્ત્રીજાતિને આગળ આવવામાં જાણે અજાણે પણ ઘણા અંતરાયો નડે છે.

તો સ્ત્રીનું સમાજમાં સ્થાન કેવું ? Womanliness means only motherhood×

એ તો સ્ત્રીની અર્ધી કીંમત અંકાઇ. પહેલી તો તે પતિની મિત્ર છે પણ તે પતિ જેટલું સ્વાતંત્ર્ય જાળવીને. બીજી કોટિએ તે બાળકની માતા છે: ત્રીજી કોટિએ એટલે કે સમાજની દૃષ્ટિએ તે ઘરગુલામડી નહિ પણ ગૃહ-રાજ્ઞી છે.

આટઆટલું પણ સ્ત્રીને સંપૂર્ણ પીછાનવા ઊણું તે ઊણું જ ગણાય. કાઉન્ટેસ એસ્કીથ સાથે હું કહીશ કે It is easier to write of man than of woman. It is the difference between medicine and surgery. You know where you are with one but not with the other. No amount of observation will ever inform you what a woman is like. કાઉન્ટેસ એસ્કીથ કે હું એકલો નહિ પણ ભલભલા વૈદ્યો, વિજ્ઞાનીઓ કે તત્વજ્ઞાનીઓ

×Robert Browning

પણ સ્ત્રી સ્વભાવને કે બે જાતિમાં એક બીજાથી વધુ પડતી મહાનતા માપવામાં નિષ્ફળ નીવડયા છે. તો હું તો રહ્યો હજી વિદ્યાર્થી મારા ગજા એમાં ક્યાંથી ખાય ! આ તો જે વાંચ્યું, વિચાર્યું તેનો શંભુ મેળો રજૂ કરવા યત્ન કર્યો છે તો મશ્કરીરૂપ તો નહિ નીવડે ને ! ગમે તેમ પણ છેવટમાં કાઉપરની એક ટૂંક વદીને જ આ નિબંધનો નિવેડો લાવીશું........

What is there in the vale of life,
Half so delight full as a wife;
When friendship, love and Peace combine,
To stamp the marraige bond divine ?



# ઉષા

( શ્રી નાનાલાલની વાર્તા પર ઊડતો દૃષ્ટિપાત )

જ્યારે હું આ લેખ લખી રહ્યો છું ત્યારે મને તે માટે મારી યોગ્યતાનું ને અપૂર્ણતાનું ભાન છે. ગુજરાતી સાહિત્યના વિવેચનોનો પૂરો એક ગ્રંથ પણ મેં વાંચ્યો નથી; છતાં મુંબઇ વિદ્યાપીઠના ગુરુઓ મને શીખવાડે છે કે સાહિત્યના અંગોને સીધી નહિ પણ વક્ર દૃષ્ટિથી નિહાળવા. નાનાલાલની વાર્તા તરફ એવા એક વક્ર દૃષ્ટિપાતનો અહીં મેં યત્ન આદર્યો છે. ઉણુપો હોવી જોઇએ અને હશે. તે માટે વાંચકોની કે વિવેચકોની ક્ષમા યાચવાની મને ટેવ નથી.

'ઉષાનો' પ્રકાર કેવળ ગુજરાતી સાહિત્યમાં જ નહિ પણ કદાચ અંગ્રેજી સાહિત્યમાંય અનોખો છે; રૂપે નવલકથા જેવી હોવા છતાં એ નવલકથા છે ખરી?

કન્યા કેળવણીના વિચારો બાદ કરીએ તો સ્નેહ સિવાય કોઇ પણ અન્ય વિષયને કવિએ અહીં છેડયો નથી. આખીય વાર્તામાં સ્નેહભાવનું અનુસંધાન પ્રકરણે પ્રકરણે છે કિંતુ પ્રસંગોનું નથી. કવિશ્રીએ આ ઉષામાળામાં સ્નેહભાવના દોર પર બાર માસના પૃથક પૃથક પુષ્પો ગૂંથ્યા છે. એક પ્રસંગમાંથી બીજાની અપેક્ષા રહેતી નથી. પ્રત્યેક સ્વતંત્ર છે. 'વડલાના જથમાં'નો આખોય પ્રસંગ જુદો મૂકી શકાય તેમ છે. 'ચિરકાળના ભેદ' એ નવલકથાનું પ્રકરણ નથી પણ ટૂંકમાં પ્રેમ પરનો ઉત્તમ નિબંધ છે. નવલકથાને આવશ્યક વસ્તુ વિકાસ જેવું અહીં ખાસ જોવામાં આવતુ નથી.

પાત્રવિકાસનું પણ તેવું જ છે. નાયક અનેક નહિ પણ એક જ પ્રકારના સંજોગોમાં અથડાય છે. એની પ્રવૃત્તિમાં અભ્યાસેય નથી, નોકરીનાં વલખાંય નથી, પણ કેવળ પ્રેમ અને પ્રિયતમાના ચિંતન છે. આખીય વાર્તા બેજ પાત્રો પર અવલંબે છે. ચંદ્રિકાનું પાત્ર લાલિત્ય વધારે છે પણ ખાસ ટેકા રૂપ નથી નીવડતું.

છૂટક છૂટક લાલિત્ય અને કલ્પના પ્રચુર વચનો છે પણ સંઘર્ષણ કે બાહ્ય લડાતડીવાળો સંવાદ કહી શકાય એવો વાર્તાલાપ નથી. એમના નાટકોના સંવાદોમાં પણ પરોક્ષ ઘર્ષણ હોવા છતાં બાહ્ય વિસંવાદ ઘણો થોડા હોય છે અને અહીં એવાંય સંવાદો ઘણા થોડા છે. તેથી વાર્તા પ્રવાહની ગતિ મંદ બને છે; પણ એમ નથી લાગતું કે કવિશ્રીની અગાધ કલ્પના શક્તિ અને સંવાદ રચવાની અશક્તિનો અહીં સુમેળ છે.

આમ પ્રચલિત પ્રથા પ્રમાણે આ વાર્તામાં નવલકથાને આવશ્યક અંશો ઘણા જૂજ પ્રમાણમાં છે. એ નવલકથા નથી, તેને આકાર છે, વસ્તુ વિનાનો પડછાયો છે; પણ ઉષાનું સ્થાન નવલકથા કરતાં ઊંચુ છે નીચું નથી.

'It is a story of little merit' થી જ ઉષાને આંકનાર મુનશીને તેમના 'શિશુ ને સખી'ના પ્રકારનો ખ્યાલ ઉષામાંથી લાધ્યો.

ઉષામાં વસ્તુ ટૂંકી છે પણ વર્ણન મોટાં છે. કવિશ્રી કલ્પનાપ્રેરિત ચિત્રો આપવામા આપણા સાહિત્યમાં અજોડ છે. ઉષા એવા વિલોલ દશ્યોનું જૂથ છે; બીજા શબ્દોમાં તે અનેક જાતની કલ્પનાની ચિત્રમાળા છે. એક એક

ચિત્ર આંખને ઠારે તેવું, દુનિયાની વાસ્તવિકતાથી ઠરી ગયેલી કલ્પનાશક્તિને સતેજ કરે તેવું છે. તેમાંય સુંદરી સંધના ચિત્રણમાં કવિની વિશિષ્ટતા જાણીતી છે. ઊષાનું સૌંદર્ય દોરતાં એમની કલમ કહે છે કે 'ઘટાના ઘેર જેવો તેના ચણિયાનો ઝૂલનો ઘેર ઢળેલો હતો. ચંદ્રમાંના શશાંકના સમી તેના વદનચંદ્રમાં કુંકુમની ટીલડી શોભતી, મધરાતમાની આકાશગંગા સરિખડી તેના કેશ પગથારમાંથી સેંથીની સેર વિસ્તરતી. રજનીનો ઘુંઘટપટ સંકેરી લેતાં પ્રભાતના વિધવિધ દેવવર્ણો આકાશવદને તે દેવવર્ણો તેને વદનમંડળે તરવરતા. દેહની પાંખડીઓમાં તેના ઉરભાવના મંત્રો આલેખેલા હતા ને એ પુણ્ય મંત્રાક્ષરોમાં પરમ પ્રભુતાના જ પાઠ હતા.'

કેટલીક વાર તે Concrete નથી હોતું પણ abstract હોય છે. વાંચીને તમે આનંદો એટલું જ; યાદ રાખી શકતા નથી. એમના વર્ણનો પરિપૂર્ણ હોય છે; કિંતુ શબ્દ પ્રયોગને લીધે તાદ્રશ્ય ચિત્રો નજર સમક્ષ રજૂ કરવા કેટલી વાર અઘરા પડે છે. અને તેથી તે વાંચક પાસે કલ્પના શક્તિકરતાં સમજશક્તિની માંગણી કરે છે. કવચિત એમ પણ બને છે કે સંપૂર્ણ સમજ વગર માત્ર કલ્પનાનું ઉડ્ડયન ઉપમાની ઉન્નતતા તથા શબ્દલાલિત્યથી

જે આનંદ અનુભવીએ છીએ તે અર્થગહનતાનું વિવરણ થતાં ઓસરી જાય છે. ઘણી વાર ઉપમેય કરતાં ઉપમાન વધારે ઊંચું હોય છે. વારંવાર એ ચિત્રો, એ વર્ણનો આ-શ્ચર્યના ઉદ્દગાર કઢાવે છે, આવા અગણિત ચિત્રોથી વાર્તા પ્રવાહમાં સ્ખલન પહોંચે છે; પરંતુ જે ચિત્રો આંખમાં અમી પ્રેરતાં હોય મનને આહ્‌લાદિત બનાવી આશ્ચર્યના ઉ-દ્દગાર વાક્યે વાક્યે બોલાવતા હોય એ ચિત્રો કયો અભાગીઓ વાર્તા પ્રવાહને બ્હાને લૂંટાવા દે. એમનામાં વસ્તુ તરફ જોવાની દૃષ્ટિમાં જે નવીનતા છે તેવી હા-લના કોઇ પણ સાહિત્યકાર પાસે નથી. ઉપમા શક્તિનું અવલંબન કલ્પના શક્તિ પર છે. ઉપમા સ્વતંત્ર નથી પરતંત્ર છે. કવિશ્રી પાસે ઉપમાઓની કામધેનુય છે ને અક્ષયપાત્રય છે. વાક્યે વાક્યે પદે પદે મનને પ્રફુલ્લિત કરનારી ચિત્તને સંતોષનારી નોતમ ઉપમાઓ કવિશ્રી ઘડતા જાય છે અને એવો સળંગ પ્રવાહ આદિથી અંત સુધી જાળવી શક્યા છે એ એમની પ્રચંડ બૌધિક શક્તિ દાખવે છે; પણ આ વાર્તા ઉપમાઓથી અત્યંત ભારે થઇ ગઇ છે.

મહાન યુદ્ધ ચલાવવામાં પેટ્રોલ ખૂટે માણસ ખૂટે પણ કવિઓને કે લેખકોને કલ્પના વિમાન દોડાવવા માટે

નિસર્ગની ખાણુ અખૂટ રહેવાની. મફતીયા મોજ એજ માણી શકે. આપણા સાહિત્યમાં શ્રી નાનાલાલ અને કાકાસાહેબ પ્રકૃતિના પુષ્પો ચૂંટી ચૂંટીને કલગીઓ બનાવે છે. કેટલીક કેવળ ગુલાબની કે ગુલછડીની કેટલીક જુઇ જાઇ કે મોગરાની પણ ખરી. તેમાંય ઉષા તો સ્નેહ સરવરમાં પ્રફુલ્લ પાંદડી પોયણું છે. સુગંધીના શોખીનોને આ બેની જ કલગીઓ બસ છે. બેઉ કુદરતમાંથી તારણુ કાઢીને મનુષ્યને લગાડે છે. કુદરતના સત્યો મનુષ્યજીવનના સત્યોનું સમર્થન કરે છે.

તેમાંય સૌંદર્ય આલેખવામાં એમની કલ્પના કંઈ ઓર ખીલે છે. ગરબે ઝૂલતી જોબનવંતીઓને કવિશ્રી સંસાર બગીચાની વેલીઓ સમી હિંડોળે ચઢતી નિહાળે છે. નાની નાની હોડીઓ જેવી બાળાઓનો છાયાને ચંદ્રિકાના જલમાં તરતી ને ઘૂમતી નિરખે છે.

મિલ્ટનની માફક એની ઉપમાઓ ઘણી વાર Homeric બની જાય છે. ગરબે રમતી સૌંદર્યકવિતાને નિરખવા નાયકના ઉરમાં કૌતકની કોયલ કૂક કરે છે. 'નવીન નાટકનો પડદો ઊપડવાનો હોય ત્યારે સભાજનમાં જે આતુરતા ઊછળે છે, સાગરની ક્ષિતિજ ઉપર જલયાત્રા

કરી આવતી નોકાને જે ઉત્કંઠાથી વાટ જોનારાં જોએ છે સમાધિમાંથી જાગ્યે શાંથે ગહન જ્ઞાન જ્યોતિ પ્રગટાવશે એવી આશ્ચર્યભરી જે જિજ્ઞાસાથી શિષ્યસંઘ નિદ્ર સમાધિ-માંથી જાગતા યોગીરાજને નિહાળી રહે છે; એવા મારા ભાવ હતા.' નાયકના ભાવોનો ખ્યાલ આવતાં પહેલાં આ-પણે નાટકનો પડદો અને પ્રેક્ષકવર્ગ, કિનારેથી નોકાદર્શ-નના જિજ્ઞાસુઓ તેમજ સમાધિસ્થ યોગીના દશ્યો જોઈએ છીએ. વધારામાં છેલ્લી ઉપમા કવિશ્રીની પોરાણિક સોંદ-ર્યની પિપાસા તરફ પણ અંગુલી નિર્દેશ કરે છે. અને આમજ તેઓ કલ્પના ગરુડનું વાહન કરી નભમંડળના કંઈ કંઇ અગમ્ય અને દુર્ગમ અંતર વિસ્તારમાં ઘૂમે છે. આપણે પણ એમની સાથે ઊંચે ઊંચે ઊડીએ છીએ પણ પછી ચોપડી મૂકીએ છીએ ત્યારે આભમાંથી વાસ્તવિકતાના કર્દમમાં બૂડવું પડે છે. એટલું તો સત્ય છે કે કોઇ ઊ-ગતા કવિ કે લેખકને કોઇ એકજ ગ્રંથ વાંચી પોતાની કલ્પના શક્તિના દ્વાર ખોલી નાંખવા હોય તો તેણે ઉષા વાંચવી પડશે.

ઉષા જેવી કલ્પનાપ્રચુર અને ગંભીર વાર્તામાંય કવિનો નૈસર્ગિક હાસ્યરસ છૂપો નથી રહેતો; એમનું હાસ્ય કાકાસાહેબ માફક ખડખડંટ નથી, અવિરત લાંબું પણ

નથી. મર્માળી કટાક્ષ સૂચવતું સચોટ પણ છૂટક છૂટક વાક્યોમાં વહેંચાયલું છે. એમનું એ હાસ્ય ગંભીરતામાં રાહત આપે છે; 'પ્રથમ દર્શન'માં નાયકને કાને કોઇ રાસના સૂર અથડાય છે. તેમાં 'કોકિલ ને મેનાના ટહૂકાર આવતા. ક્યાંક ક્યાંક કોઈક કોઇક કાબરે બોલતી.' એમનું હાસ્ય વાંચક પાસે કટાક્ષ સમજવાની શક્તિ પૂર્વવત ધારી લે છે.

કવિશ્રી વધારે વિખ્યાત તો તેમના અનુપમ વિદ્વતાભર્યા તારણોથી થયા છે. તેમના સમાજ સ્નેહ અને લગ્ન પરના તારણો તો ઠેર ઠેર ટાંકવામાં આવે છે. મોટા કવિને કે લેખકને એ સુલભ્ય હેવાં પણ જોઇએ. એમના તારણો ટૂંકા સહેલાં અને સચોટ હોવાથી સહેલાઇથી યાદ રહી જાય તેવાં છે. આ બાબતમાં એમનું સ્થાન પ્રથમ પંક્તિનું છે. કાવ્યોમાં તો આવા તારણ વારંવાર દૃષ્ટિગોચર થાય છે.

તેમના સાહિત્યનું બીજું લક્ષણ ગહનતા Mysticism છે. નાયકના શબ્દોમાં કવિશ્રીને હંમેશ 'ગહનતાના વેગવંતા સર્વ આકર્ષણ આકર્ષે છે.' અન્ય સ્થળે ઊંડી ફીલોસોફી અને કલ્પનાના તત્વોમાંથી આ ગહનતા સાંપડે છે. તો કેટલેક સ્થળે કિલષ્ટ શબ્દોના બાહુલ્યથી પણ તે આવી જાય છે. અહીં પણ એવી ગહનતા કેટલેક

સ્થળે જણાઇ આવે છે. નાયક પોતાના પુસ્તકમાં કોઇ છાયા જુએ છે; 'એ શેનો પડછાયો હતો? તેને ઘાટ ન હતો, રૂપ ન હતું, રંગ ન હતો. ખીણોમાં, ગુફાઓમાં ને પર્વત શિખરે ઝાંખું ઝાંખું ધુમ્મસ ઊડયા કરે છે તેવી જાતનું તે કંઇક હતું. નહિ તેજ નહિ અંધારૂં. સંધ્યાકાળે એવી સંધિકા પ્રસરે છે તેનો ફણગો ફૂટેલો ભાસતો.' હૃદયના અકળિત ભાવોનું આલેખન આમ ગહનતાભર્યાં લખાણથી કરે છે. 'પ્રફૂલ્લ પાંદડી પોયણું'ના આખાય પ્રકારણમાં હૃદયના ગહન ભાવોનો ખ્યાલ આપવા ગહનતાનું વાતાવરણ ઊભું કર્યું છે.

આ વાર્તામાં છે બેજ પાત્રો. નાયક અને ઉષા. ચંદ્રિકા લાલિત્ય વધારે છે પણ તે આવશ્યક નથી. નાયિકાના માતાપિતા વિષે પણ આપણે માહીતગાર થતા નથી. આપણું ધ્યાન આ બે પાત્રો તરફ એટલું તો એકત્રિત બને છે કે અન્ય પાત્રોની આવશ્યક્તા લાગતી નથી વાર્તાનું વલણ જ એવા પ્રકારનું છે કે પાત્રો થોડા છે તેમાંજ તેની યોગ્યતા સમાયલી છે. વધારે પાત્રો હોત તો બે મુખ્ય પાત્રો તરફ આપણું ધ્યાન કંઇક ઓછું થવાનો સંભવ રહેત. આખાય પુસ્તકમાં પ્રવર્તતુ કે નાયકનો સામનો કરતું એક પણ શત્રુપાત્ર નથી. "વડલાના જૂથ"માં સર્પનું પાત્ર છે

તે જેટલું દુષ્ટ છે તેથી વધુ દુષ્ટ ચિતરાયું છે. આ એકજ પાત્ર અહીં પ્રવેશી અહીંજ વિલીન થાય છે. ફરીથી તે તે દેખા દેતું નથી, નાયકને સંજોગો કરતાં ય અંતર વેદનાનો સામનો વધુ કરવો પડે છે; કોઇ મનુષ્યના નાખેલા અંતરાયોનો નહિ. કદાચ આવા કારણોને લીધે જ એમના પાત્રો ખીલતાં નથી. ઉષા ત્રીજા પ્રકરણમાં મસ્તીખોર લાગે છે. ઘણું ખરૂં કવિશ્રીના પાત્રો આત્મલક્ષી લાગે છે, કવિશ્રીની માફક ઊંડા મંથનની ટેવવાળા હોય છે, ચિંતન સમાધિમાં વારંવાર તેઓ ડૂબી જાય છે. આ વાર્તાનો નાયક પણ 'ઉષાની સમાધિ' માંડી બેઠો છે. જ્યારે સિધ્ધિ થાય છે ત્યારે એ સિધ્ધિના માર્ગરૂપી 'ચિત્રકાળના ભેદ' ખોલે છે. એને સ્નેહ સિવાય 'બીજો કૃયે નહિ ધંધો.'

સ્નેહ અને સૌંદર્ય કોને પ્રિય નથી? ઉષાના સૌંદર્ય ઉપર નાયક પોતાની સ્નેહમૂર્તિ સર્જે છે. કવિશ્રી વાંચકનો રસ શરૂઆતથી અંત સુધી જાળવી રાખે છે. રસ જાળવવા તેના મિત્ર બની સીધું સંબોધન કરી કે પ્રશ્નો પૂછી તેના હૃદયના મર્મસ્થાન સુધી પહોંચી અંતરની તંત્રી બજાવે છે, અને એના હૃદયનું ગીત પોતે ગાય છે.

પ્રેમની છૂપી વાતો પૂછી આશ્વાસન આપે છે અને

આશાઓ આપે છે. પણ આખીય વાર્તાનું વાંચન આશા કરતાં નિરાશા પ્રેરક છે. "સ્વર્ગ દર્શન પછી કો માનવી પૃથ્વીને પાટલે ઊતરે એવી મારી સ્થિતિ હતી!" આ વાક્ય જેટલું શરદ્ પૂર્ણિમાને રાસે રમતી 'ઉષા'ના દર્શન પછીના વિયોગથી વાર્તાના નાયક માટે સત્ય છે એટલું જ ઉષા વાંચ્યા બાદ તે વાંચક માટે સત્ય છે કેમકે કલ્પનાની ઉષાઓ સસ્તી છે. પૃથ્વીની આકરી છે, મોંઘી છે.

ઉષા મંદિરીએ તે 'વસંત એટલે રસિકોની ઋતુ રસ-રાજ'ની ધમાલ જુએ છે. કારણમાં 'ઉષા પરણે છે,' શબ્દો સાંભળે છે. મુખ પરના વિષાદની છાયા ઘેરી બને છે. પ્રેમ અને વાસનાની તેના ઉરમાં ઇર્ષા જાગે છે. 'ઉષા-કુમારીનું કૌમાર્ય કોઇક અભડાવશે? એ નિર્દોષતા એ સ્પર્શ વિમુખ કુમારીત્વની કુમાશ કોઇક કરમાવશે? એના ઉરની 'અણુતા દામન'ને કોઇક છેડશે? એ અભડાવવાની મને લાલસા હતી. એ કમાવવાની મને લુલુતા હતી. તે સહુ હું ભૂલી ગયો' આમ સ્વાર્થ અને સ્નેહ મિશ્ર થાય છે. 'શાંતિ દેહને પોષવામાં નથી પણ આત્માને પોષવામાં છે.' એ તે વીસરી જાય છે. પરંતુ ત્યાંજ પ્રેમનું વાસ્તવિક ચિત્ર છે કલ્પના પ્રેરિત આદર્શ ચિત્ર નથી.

આ પ્રકારના અર્ધા ભાગમાં કરુણ રસની સુંદર

ઝમાવટ કરી છે. નાયકની આવેશપૂર્ણ લાગણીઓ કલ્પનાથી સતેજ બને છે. એમાં એ ઉરભેદક ભાવોનું બ્યાન હૃદયદ્રાવક ભાષામાં કેટલું સચોટ ને કેટલું કુશળતાભર્યું કર્યું છે!

"હું સાંજરે ત્યાં ('વડલાના જૂથ'માંની વાવને કાંઠે) ગયો પણ મારી બંસરી વીસરી ગયો. યૌવનના દેવ જેવો એક કુમાર ત્યાં ગીત ગાતો હતો. તેણે ગાયું કે:

આશાભર્યો એક જુવાન આવ્યો. બંસી વાઇ: તેણે (ઉષાએ) સાંભળી પણ ન સાંભળી કરીને ગઇ.

વળતે દિવસે તે યુવાન આવ્યો. બંસી વાઈ. તેણે સાંભળી. મીઠડું હસીને ગઇ.

વળતે દિવસે તે યુવાન ન આવ્યો. તેય ન આવી. પણ જગની ઘટમાળ ઘૂમતી જ હતી."

કેટલું તલસ્પર્શી, કેટલું સચોટ! જાણે એક એક વાક્ય એક એક કરુણ કાવ્ય. 'વસંત પંચમી એટલે સ્નેહની જન્મ તિથિ' પણ નાયકને વસંત પંચમીની મધ્ય રાત્રિએ જીવનમાંથી ઉષા વિદાય લેતી લાગી. અનેક સંકલ્પ વિકલ્પ થાય છે. તેની ઉન્નત કલ્પનાઓના અંતમાં કંઈક ઊંડી

જાય છે, કે કંઇક નાશ પામતું તે જુએ છે. આખરે ન છૂટકે છતાં હિંમતપૂર્વક 'નિરાશા એજ મારી આશા છે. મૃત્યુ એજ મારુ જીવન છે' ના નિર્ણય પર આવે છે. અને છેવટે 'કલ્યાણ થાવ તારું (સખી!)' નિ-રાશામાંથી પરમાર્થ ભાવ જાગૃત થાય છે. સાથે શુધ્ધ હૃ-દયનું સમર્પણ પણ જાગે છે. આમ કરૂણ રસનો મધ્યાન્ન જામે છે ત્યાં એકાએક ચમત્કારિક રીતે વસ્તુ પલટો લે છે. પણ પલટો Illogical છે. અકસ્માતે અને ચમત્કારે વાર્તાની વસ્તુને નિર્બળ બનાવી છે. ઉષાને વિદાય તો દીધી પણ પછી કવિ વિમાસણમાં પડયા કે સુખાંત કેવા રીતે લાવવો. નાયકની મરણ પામેલી આશાઓને પુનર્જીવન મળે છે. વસંતપંચમી બે નીકળે છે. ઉષાય બે નીકળે છે. પહેલી વસંતપંચમીએ ઉષાએ યુક્તિપૂર્વક પોતાની એક સહિયરને સમજાવી, માબાપે નક્કી કરેલા પોતાના વર સાથે વરાવી દે છે અને બીજી વસંતપંચમીએ પોતે જેને આત્મ સમર્પણ કર્યું છે તેને વરે છે, કારણ કે "શું એકે ચુમ્બેલી બીજાને પરણે ?"

આ પ્રસંગ જ Improbable છે. ખરી રીતે સંસારમાં આવું જવલ્લેજ બને. પણ કવિશ્રીને આ મહાન ગુનાનું ભાન છે અને તેથી જ તેમણે આ પ્રકરણના પ્રથમ વાક્ય-

થી જ બચાવ શરૂ કર્યો છે. 'વાંચનાર! ચમત્કારને ત્હમે માનો છે! મ્હેં તો જીવનમાં ચમત્કાર જોયા ને અનુભવ્યા છે!' આમ કવિશ્રી આ પ્રકરણમાં અસ્વાભાવિકતાનો ભાર વ્હોરી લઈ અંધારામાંથી અજવાળું પ્રગટાવે છે. આખો પ્રકરણ સુધી આપણને વિષાદમાં નાંખે છે. પણ એમની માન્યતા મુજબ સુખી છેવટને માટે જ દુઃખો હોઈ શકે એટલે નિરાશામાંથી ફરી વસંતપંચમીના વસંત ફૂલડાંની ફોરમ પ્રસરાવે છે. આ વિષવાદનું અધુ઼ પ્રકરણ આખાય પુસ્તકમાં ઘણું ઊંચું સ્થાન પામે તેવું છે.

કવિના વિચાર અને લખાણમાં પ્રીલસુફીનો પ્રિય વિષય સંસાર અને સ્નેહ છે. સ્નેહનો વિષય ઈન્દુકુમાર તેમજ તેમના અન્ય નાટકોમાં ઘણો ચર્ચ્યો છે. પણ આ પુસ્તકમાં કેટલાક નવા વિચારો પણ છે. છતાં એ વિષયમાં એમની વિચારસરણી તો પૂર્વવત જ છે. કોઈ સ્થળે તેઓ કહે છે કેઃ

'જ્યાં જ્યાં સ્નેહ લગ્ન છે ત્યાં ત્યાં સંસારમાં સ્વર્ગ જ છે' અને અહીં પણ 'સ્નેહ એટલે જીવન જ્યોત સકલ સંસારનો અમૃત દીવડો; આયુષ્યની એ પ્રેરણા અને બ્રહ્મચર્યની એ પાંખ છે.' 'પ્રેમના પરમ રસાનંદ

તો સચ્ચિદાનંદની જ કલા' કવિશ્રી તો શુદ્ધ પ્રેમની જ વાત કરે છે, અત્યારે પ્રવર્તતાં 'પ્રેમ એટલે પાપાચાર'ની નહિ, 'સ્નેહ એટલે દેહવાસના'ની નહિ એમને મન તો એ આત્માનો ચમત્કાર છે વિકાસ છે અંધકાર નહિ.

આગળ કવિશ્રી પ્રેમભક્તિને પ્રભુભક્તિ સાથે સરખાવતાં કહે છે કે પરમેશ્વરે જ આત્માને સૃષ્ટિમાં શરીર વિહોણો નથી સરજ્યો એટલે શરીર દ્વારા આત્માને પૂજાય છે. દેહ દ્વારા દેહી મળે છે. માટે 'પ્રભુભક્તિમાં તેમજ પ્રેમભક્તિમાં માનવી મૂર્તિપૂજા માંડશે.' પણ કવિશ્રી ભૂલે છે. આત્માને દેહનાં બંધન છે જ નહિ. મૂર્તિપૂજા વગરની પ્રેમભક્તિ શું વધુ દિવ્ય નથી! જયા જયન્તનો સ્નેહભાવ શું ઉષા અને નાયકના સ્નેહભાવથી વધારે ઉદાત્ત નથી? સ્નેહ એટલે જો આત્મવિકાસ હોય તો આત્મવિકાસની ફલશ્રુતિ શું દેહ વિકાસ જ છે? પણ આ પ્રશ્ન હું અહીં પડતો મૂકીશ કેમકે કોઇ અન્ય સ્થળે આ વિષયની વધુ ચર્ચા કરવાનો વિચાર ધરાવું છું. પ્રભુભક્તિ સાથે પ્રેમભક્તિ સરખાવવામાં પણ કવિશ્રી એવી ભૂલ કરે છે. ઇશ્વર ભક્તિમાં વાસનાનું જે સ્થાન નથી તે પ્રેમભક્તિમાં સહાયતું છે. આમ એમની સરખામણી અ-પૂર્ણ ને અયોગ્ય લાગે છે.

ખરે 'મૂર્તિપૂજાના મૂલ દર્શનેન્દ્રિયની દર્શનભાવનામાં

છે.' એ ભાવના નાયકના જેવી પૂણ્યશાળીયે હોય અને શયતાની સર્પ સમી પાપપ્રચૂર પણ હોય. પ્રેમભક્તિને પ્રભુભક્તિ સાથે સરખાવતાં દેહ અને દેહીના સંબંધ ઉપર પણ સુંદર વિચારો પ્રદર્શિત કર્યા છે.

'ઇન્દ્રિયો સ્વતંત્ર વ્યક્તિઓ છે? કે કો સ્વતંત્ર વ્યક્તિની સાધક અનુચરિઓ?' 'ઉષાને મારા ચરમા કે આંખ નથી નિરખતાં. પણ ઉભયમાં થઇ આત્માના કિરણુ નિરખે છે.' 'ઇન્દ્રિઓ એ આત્માની કલાઓ છે. પોતાના કાજે નહિ પણ ચેતન કાજે.'

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च;

કવિશ્રીને વળી અનેક પતિ વિધાન અને અનેક પત્ની વિધાનનાં પ્રશ્નો થાય છે. એમાં સ્નેહ કરતાં વાસના વધુ છે એ આપણે કબુલ કરીએ પણ એક પ્રશ્ન પૂછું? પ્રેમ અદ્વૈત છે સાશ્વત છે આદર્શ છે, પવિત્ર આત્મ જ્યોતિના સૂક્ષ્મ ભાવ છે; વિકાર અનેક રંગી વિલાસી અને દૈહિક છે; તેની માંગણી સ્થૂલ છે, ક્ષણિક છે. મનુષ્યમાં સ્થૂલ અને સૂક્ષ્મ બેઉ ભાવો વસે છે તો તે એક પ્રત્યે શુદ્ધ અને સૂક્ષ્મ, અનેક પ્રત્યે સ્થૂલ ભાવ ન દર્શાવી શકે? એ વિષય કોઈ અન્ય સ્થળે ચર્ચીશ અહિં આટલો પ્રશ્ન જ બસ છે.

તેઓ કહે છે તેમ સ્નેહ ચોરી નથી, લૂંટ નથી, દાન નથી, વિજય નથી; પણ પ્રભુભક્ત સમા 'સ્વતંત્ર સ્વેચ્છા જન્ય સુંદરીના સમર્પણ છે.' સ્નેહના તેમણે ત્રણ સ્વરૂપ દાખવ્યા છેઃ સ્નેહયોગ, સ્નેહ જીવન અને સ્નેહ સમાધિ. પ્રિયતમ ચેતનના સ્નેહ કિરણોથી પ્રિયજન ચેતનના સ્નેહ કિરણો ગૂંથાય એ સ્નેહ યોગ. બે શરીરની શરીર પાંદડીઓ સંસાર વાડીમાં એક માંડવે સોહાય એ સ્નેહ સંસારીઓના સ્નેહજીવન. દેહને ન નિરખતાં અંતરિક્ષમાં બે છતાં એક પુણ્યગતિ સાધતાં પરમ રસલોમમાં જ વિચરે તે માનવીની સ્નેહ સમાધિ. સ્નેહ યોગ અને સ્નેહ સમાધિનો ભેદ સ્પષ્ટ થતો નથી. વળી કવિશ્રી કહે છે કે સંયોગ અને વિયોગ દેહને છે; આત્માને નથી. કારણ કે દેહ દ્વૈત છે. આત્મા અદ્વૈત છે.

જેમ અન્યત્ર તેમ અહીં પણ કવિશ્રીની શૈલી ગૌરવશાળી મિલ્ટોનીક ઉન્નતતા અને પ્રૌઢતા ધારણ કરે છે. અને ટેનીસનની માફક શબ્દ લાલિત્ય તો તેમને સ્વાભાવિક છે. કેટલીક વાર એ શૈલીની ગંભીરતા શબ્દાળુતાને આભારી છે. ઊર્ધ્વગામી કલ્પનાનો ભાર જીરવી શકે એ માટે તેમને વાક્ય રચનાઓ પ્રયત્નશીલ અઘરી રચવી પડે છે. અને તેથી તે રચનાઓ કેટલીક વાર સંદિગ્ધ અને ક્લિષ્ટ બની

જાય છે અપ્રાસાદિક બને છે. 'હૃદયમંદીરના રસજ્ઞ રહસ્ય-ભેદુ ભીતરિયા પૂજારીઓની ગોત્રવેલ સદા પલ્લવંતીજ રહેવાની અને રસદેવતાની ઉપાસનાની અનંત શિખ આરતીના કેટલાક દિવડા અને વેલના પ્રત્યેક પાંદડે ને પુષ્પે પ્રગટે છે. અનાદિ અનંત સૌંદર્ય પૂજનની આરતીની એવી એક શિખા પ્રગટાવવાનો આયે એક પ્રયત્ન છે.' કલ્પનાની ઉન્નતતા અર્થગંભીરતા તથા શબ્દપસંદગી વગેરે ઊંચા પ્રકારના હોવા છતાં એનો અર્થ પ્રથમ વાંચને સમજાય તેવો છે? કેટલીકવાર શબ્દલાલિત્યથી પ્રેરાઇ બીનજરૂરી શબ્દો પણ આવી જાય છે ને અર્થ સરળતામાં હાનિ કરે છે. આમ તેઓ ઘણી વાર શબ્દ લાલિત્ય ઉપર સંયમ ન જાળવતાં અર્થની સુગમતા ગુમાવી બેઠા છે.

કવિશ્રી પ્રસ્તાવનામાં જણાવે છે કે 'સ્થૂલ અને સૂક્ષ્મનાં, જડ અને ચેતનનાં કિરણુજૂથ જ્યાં ગૂંથાય છે. તે સાંધ્ય દેશની આ કથા છે. આત્માની આ દેવકથા નથી. દેહની આ સ્થૂલકથા નથી. આત્મા અને દેહ ઉભય ધારી મનુષ્ય જાતિની આ માનવકથા છે. કોઇક ભીષ્મની આ વૃત્તકથા નથી; સકલ સંસારીઓની આ સંસારકથા છે.' આખીય વાર્તાનું મૂલ સત્વ ત્રણ શબ્દોમાં સમાઈ જાય છે. સૌંદર્ય, સ્નેહ અને શુધ્ધતા. વિશ્વપ્રકૃતિની વાડીમાથી અનેક સૌંદર્ય

પુષ્પો કલ્પનાકરથી વીણી વીણી અહીં ગૂંથ્યા છે. સ્નેહ ન હોત તો આ વાર્તા ન હોત. સ્નેહની પવિત્રતા છે, નિર્દોષતા છે. લાલિત્ય છે, પણ વિલાસ નથી.

કવિશ્રીએ આપત્તિ પછી પણ સ્નેહની સફળતા જ વર્ણવી છે. ઘણાને અમાવાસ્યાની રાત્રિઓજ હોય છે છતાં તેને તેઓ ઉષા ધારી લે તો પણ કેટલાને તે ઉષા સાંપડે છે? વાસ્તવિક દૃષ્ટિએ હિન્દુ સમાજમાં સ્નેહની સફળતા કરતાં નિષ્ફળતા જ સુલભ્ય હોય છે. ઉષા વાંચન એટલે હિમાદ્રિ શિખરે ઉષાદર્શને ચઢવું અને માનસરોવરની એ હંસણીને માનવભૂમિ પર વસાવવાના કોડ સેવવા બરાબર છે.

કવિશ્રી એ વિસર્યા નથી કે 'સ્નેહ કેવળ સુખ નથી' પણ અનંત આશા એ સ્નેહની ધ્રુવતારલી છે. એમની પાસેથી એજ આશિર્વાદની અપેક્ષા પૂરી પડે કે 'તનેય તારી ઉષા મળો.'

જેને કવિતા અને કલ્પના પ્રિય નથી તેણે આ ચોપડી ઉઘાડવાની નથી. તે વાંચી તો શકવાનો જ નથી. એને ગમેતેમ વાંચવી એ પણ પાપ કર્મ લેખાય. લાંબા વિરહ પછી ચાંદનીમાં પ્રિયાને દૂર ઘંટડીના રણકારે ગાતી સાંભળીને કે મંદીરે દર્શન કરતી કોઇ રસમધુરીના દુર્લભ દર્શન

કરીને મધ્ય રાત્રિએ આ વાતોનું વાંચન થાય તોજ તેનું રહસ્ય પૂરેપૂરું અનુભાવાય; નહિ તો વાંચક અર્ધો આનંદ ગુમાવવાનો. અને તેય તમારે મનમાં ધીમે ધીમે વાંચવાની છે; મનનપૂર્વક વાંચવાની છે, ઉતાવળે નહિ.

ઉષાના વાંચકો થોડા છે કારણ કે 'આ માર્ગ રાહદારીઓના નથી.' કવિઓ પ્રેમીઓ કે ફીલસુફોના છે. એ પુસ્તક સહેલાઇથી સમજવું મુશ્કેલ છે. મિલ્ટન માટે જે વાક્ય જ્હોનસને ઉચ્ચાર્યું તે વાક્ય અહીં ઉષા વાંચ્યા બાદ કવિશ્રીને લાગુ પડે છે. We desert our master and seek for companions. મિલ્ટન માફક શ્રી નાનાલાલ ઉપદેશ પ્રચુર છે. પણ આશ્ચર્ય રીતે આ વાતોમાં 'ચિરકાળના લેહ'ના નિબંધ સિવાય તે અલોપ રહે છે.

શ્રી નાનાલાલ ગુજરાતી સાહિત્યનું મહારત્ન છે. એમણે જૂની પુરાણી વસ્તુને અને એ વસ્તુના સંદેશરૂપ ફીલસુફીને નવું સંજીવન આપ્યું છે.

ગુજરાતી સાહિત્યમાં, કોઇ મહામુનીએ ફરી એક વાર ગુજરાતમાં સ્વર્ગ વસાવવાના કોડ સેવી જન્મ લીધો હોય એવું લાગે છે અને એવા એ એક જ છે. પણ તેમાં જ તેમની મર્યાદા બંધાઇ ગઇ. એમણે નવયુગના

વાસ્તવિક્તાના સંદેશ નથી સ્વીકાર્યા. એમનું સાહિત્ય ચિરંજીવ છે; કેમકે પ્રેમ, પ્રભુ અને પુરાણ પરત્વેનો માનવપ્રેમ ચિરંજીવ છે. એમનું સાહિત્ય નવી પ્રેરણા, નવું જોમ, નવો ઉત્સાહ, નવા આદર્શો પ્રેરે છે. મનુષ્યને ઉન્નતિને શિખરે ખેંચે છે.

નાનાલાલનું સ્થાન નવલકથાકાર કરતાં વાર્તા કહેનાર તરીકે આપણા સાહિત્યમાં ઊંચું છે. ઉષા એ એમની નવલકથાકાર તરીકેની અશક્તિઓ તથા વર્ણન અને કલ્પનાની પ્રચંડ શક્તિઓનો સુમેળ છે. અને એમાં જ ઊંચી કળા છે.

ઉષાને 'અલૌકિક' સિવાય બીજું વિશેષણ લાગે તેમ નથી; અને એ વિશેષણ એને માટે મને નબળું ભાસે છે.



# મધુ પંકજ

જે પોષતું તે મારતું, એવી લીલા પંકજ રમે;
લઇ બાથમાં મધુ અર્પતું, પણ પ્રાણ મધુકરના રુંધે.

કુદરતે કરવત સમાં તીક્ષ્ણ ગિરિશૃંગો અર્ધ ચંદ્રાકારે રચેલાં છે. શરદ્‌પૂર્ણિમાની શશીકળા તેના પર રૂપેરી ઓપ ચઢાવી રહી છે. દૂર આવેલાં ગિરિતલોમાં કાળાં કાળાં વૃક્ષો વાયુના અભાવે યોગરત ઋષિઓ સરખી સ્થિરતા અનુભવે છે. પાસે આવેલો એક વડ જાણે યુગો થયાં સમાધિને આધીન થતાં વૃક્ષઃસ્થળ સુધી ધરતીનાં પડ ચઢી જવાથી માત્ર વધી ગએલી દાઢીથી આચ્છાદિત થએલી ગ્રીવા અને જટાથી ઘેરાયલા મુખનો આછો ખ્યાલ આપતા ઈન્દ્રાસનને ઘડીકમાં ડગમગાવી નાંખે એવા કોઇ મુનીશ્વર સમો ઊભો છે. આસ-

ખાસ નજર ફેરવતાં આ પ્રદેશ કોઈ ધ્યાનસ્થ યોગીઓના તપસ્થાન જેવો લાગે છે. તેમના ઐશ્વર્યથી મુગ્ધ થએલા વિશ્વકર્માએ તેમને રૂપેરી આસનો અર્પણ કર્યાં છે. અબરકની ભૂમિ હોવાથી આ આસનો છૂટાંછવાયાં ચંદ્રકોથી મંડિત થએલાં દેખાય છે. વિશ્વકર્માએ શ્વેત ચંદ્રમંડળને પૂજનમાં અર્પેલાં ઝગઝગતાં તારક પુષ્પોથી આકાશ અધિક આકર્ષક બન્યું છે. નીરવ શાંતિ પ્રસરી રહેલી છે.

પ્રકૃતિના સૌંદર્યપ્રભાવથી આશ્ચર્ય પામી દિઙ્મૂઢ થઈ વાયુ પણ થંભી ગયો છે. ઝાડનું પાન સરખું પણ હાલતું નથી. દૂરથી આવતો ઢોલકનો ઘેરો ધ્વનિ તથા તેની પ્રતિ-દિશાએથી આવતા ગામડાંની ગોરીઓના રાસના મંજુલ સ્વરો આ સૌમ્ય વાતાવરણના ગાંભીર્યનો ધ્વંસ કરતાં છતાં પ્રકૃતિની શાંતિ જાળવે છે; એટલું જ નહિ કિંતુ તેને વધારે આહ્લાદિત બનાવી મૂકે છે. થોડે દૂર કોઈ વહેળો એકધારૂં મધુરૂં ગાન ગુંજતો સંભળાય છે. ખરેખર, આ રમણીય સ્થળ મહર્ષિઓના તપોવન જેવું સુંદર લાગે છે. ખાડા ટેકરાવાળા આ પ્રદેશના મધ્ય ભાગે એક માર્ગ સર્પાકારે દોડતો જણાય છે.

આવી પૂર્ણિમાની ઉજ્જવળ રાત્રિએ કો પાથિક દૂર દૂર ચાલ્યો જતો હતો. આવી ચંદ્રપ્રભામાં પ્રકૃતિસૌંદર્યના

આવા અલૌકિક વાતાવરણમાં કયા માનવીને મહાલવાનું મન ન થાય! માથે ધોળો સાફો, કમરે એક પંચિયું, ગરદન પર કડિયાળી ડાંગ, કાન પર કુંડળ અને પગ પર અંગુઠી; આ તેનો પહેરવેશ હતો. ન હતું તેના અંગ ઉપર અંગરખું કે પગે પગરખું. તે તો કુદરતમાં જ મસ્ત સ્વતંત્ર રહી જીવનની લ્હાણોનો ઉપભોગ કરતો. તેના બંને હાથ ડાંગ પર ફરી વળતાં પાળેલા પંચફેણધારી નાગ જેવા લાગતા. આ મદારી જેવા લાગતા માનવીના ફાળિયા પર એક આડી વેણુ ખોંસેલી હતી. તેનો કૃષ્ણવર્ણી અર્ધ નગ્ન દેહ પાછળ આવેલી શ્વેત ભૂમિથી વધુ દીપી ઊઠતો. તેના શરીરનો પ્રત્યેક સ્નાયુ તરી આવતો હતો. તેના દિદાર પરથી લાગતું કે કુદરતના ક્ષેત્રમાં નિત્ય કાર્યમગ્ન રહેતો એ ગામડિયો સ્વયં ભડવીર હતો. અખાડાની તેને જરૂર ન હતી.

એ ભડવીર× બીજો કોઇ નહિ પણ હું હતો-કેટલી અવાસ્તવિકતા!-મારી સાથે એક ગાય પણ હતી. તેની ડોકે લટકતી ઘંટડીઓની માળા કર્ણપ્રિય રણકાર દઇ રહી હતી. મારી આગળ ચાલતી ગોમતી વાંકાચૂંકા ડુંગરો

×સુશિક્ષિત સ્વેચ્છાચારી ભરવાડ નહિ પરંતુ સુશિક્ષિત પ્રકૃતિ પ્રણયી ગામડિયો.

પાછળ વળાંક લેતી ઘડીભર નજર બહાર નીકળી ગઈ. મારી બેઉ બાજુ પર વૃક્ષોની પંક્તિ રચાઈ રહી હતી. જેમ જીવનમાં બાહ્ય નિરાશા પાછળ આશાનો માર્ગ અનંત છે તેમ ટેકરીઓ પાછળ અદૃશ્ય થતો પંથ જાણે તેનો અંત આવ્યો હોય તેમ લાગતાં છતાં ઘણો લાંબો હતો. જેમ જેમ હું ડોલતો તેમ તેમ સામેના મુનિઓ પણ ડોલતા અને જેમ જેમ આગળ ચાલતો તેમ તેમ આસપાસનાં ઝાડ જેમ જીવનમાં અનેક ચિત્રવિચિત્ર મનુષ્યો અથડાઈ ચાલ્યા જાય છે તેમ મને છોડી પાછળ દૃષ્ટિ બહાર નીકળી જતાં.

ત્યાં તો મારી નજર દૂર આવેલી કોઈક ઊંચી ઘટ્ટ તરવરતી ચકચકતી રૂની પૂણી પર ઠરી. તેના સાનિધ્યમાં મેં પ્રવેશ કરવા માંડયો. તેણે મારા પર પોતાનો પ્રભાવ જમાવ્યો. ગિરિશૃંગોને ફાડી કરાડો પાડી અવતરતા ધૂમ્ર સરખા ધોધ પર શશિયરનાં દિવ્ય રશ્મિનો મૃદુ મધુરો માર. કેવું મનોવેધક દૃશ્ય !

Like a downward smoke, the slender stream
Along the clif to fall and pause and fall did seem.

મને ટેનીસન સાંભર્યો-જરા આગળ વધતાં જ્યાં તેની

સમીપ પહોંચ્યો ત્યાં તો આ ધૂમ્રગોટો રૂપાના ધોધમાં ફેરવાવા લાગ્યો. ખરે, આવાં આશ્ચર્યો મેં કદી અનુભવ્યાં નથી. મેં વિચાર્યું, મનુષ્ય જ્યારે રૂપાના ધોધવાથી પણ નહિ લોભાય ત્યારે જ સુખી બનશે. પાસે પહોંચતા અન્ય બેસૂરા સ્વરે કર્ણે નહિ ધરતાં પોતાનો ઘેરો પણ મધુરો સ્વર શ્રવણ કરવા તે આગ્રહ કરવા લાગ્યો. જે શીલા પર તે સખ્ત પ્રહાર કરી રહ્યો હતો તેણે મને સહનશીલતાનો પાઠ શીખવ્યો. તેણે મારી સાથે ગમન કરવા માંડયું. જળસ્રોત નાના નાના પત્થરોને ગેલ કરતાં સીસકારા બોલાવા ચૂમતો હતો. કેવો જાદુ ! હંમેશ વહેળાના પ્રવાહે હું જતો. કોઇ ધન્ય ઘડીએ પંકજ જોયું. તે પર મોહ્યો તેણે સત્કાર્યો હવે એ મારૂં જીવન બન્યું. તેના દર્શનની રોજ ઝંખના ? પ્રકૃતિએ મને ઉત્તેજિત કર્યો. મારી કાવ્યશક્તિ ખીલી........મેં હાફિઝની કડિઓ લલકારી.

ડાંગ ગરદન પરથી હાથમાં લઈ પછાડતા પછાડતા વિચારમાં મગ્ન થતો હું આગળ વધ્યો. એ જળસ્રોતે પણ મારી દોસ્તી છોડી.

ડુંગરાળ પ્રદેશ પૂરો થયો એક છૂટાછવાયાં

ઝાડોવાળા મેદાનમાં હું આવી પહોંચ્યો. મેદાનની એક બાજુએ સાતેક વૃક્ષોથી વિંટળાએલું એક નાનું સુંદર સરોવર દૃષ્ટિએ પડ્યું. ન હતી પાળ કે ન હતાં પગથિયાં તેને તો હતો કુદરતી બંધ. ગોમતી એક વૃક્ષ પાસે આરામ લેતાં વાગોળતી છતાં મારી રાહ જોઈ રહી હોય તેમ મને આવતો નિહાળી મારી તરફ જોઇ જ રહી.

પવનની મંદમંદ લહેરીઓનો મને ગાલે સ્પર્શ થયો એ સુખાનુભવ તો પંકજના સ્પર્શાનુભવ જેવો હતો. મેં પંકજ શોધ્યું; પણ ન જડ્યું. હું વ્યાકુળ બન્યો, દોડ્યો; અને તુર્તજ દેખાયું. તેણે તો એક વૃક્ષ પાછળ લપાઇ મારી સાથે સંતાકુકડીની રમત રમી લીધી. "કુદરત પણ શું સુંદર મશ્કરી નથી કરી શકતી?" હું બબડ્યો. કોઈ લલિત્યની લલના મુખ પર અંગુલિ મૂકી છટકતાં હાસ્ય વેરી વૃક્ષ પાછળ સંતાઇ જાય અને પછી તેની છૂટી નખરાળી લટ પકડાતાં જે આનંદ થાય તેવો આનંદ મેં અનુભવ્યો. હું સરોવર તીરના એક તરુવર નીચે બેઠો. મેં મારા જીવન સાથી પ્રત્યે મીંટ માંડી. એકાંત જગ્યામાં એકલવાયું મંદમંદ વાયુથી ઝૂલન કરતું સહસ્રપદી પંકજ તેના પર પડતા પૂર્ણ શશાંકના

સહસ્ર તેજસ્વી કિરણોથી જાણે સ્વર્ગના સુરલોકના ત્રાસથી શરમાઇ આ એકાંત સરોવરનો લાભ લઇ સ્નાન કરતી, મૃત્યુલોક પર અવતરેલી કોઇ દેવલોકની દિવ્યાંગના સમું શોભતું. કેવું મોહક મનોરંજક દૃશ્ય! મેં ક્ષણભર સુખની પરાકાષ્ઠા અનુભવી. માનવી કુદરતનું જ સાન્નિધ્ય સાધે તો! જળ પર પડતા શશધરના કોટી કિરણોથી રચાતો રાજમાર્ગ પુષ્પ પર્યંત તેમજ તેની પાછળ પણ પહોંચતો. મેં તેને મારી તરફ સસ્મિત લળી પડતું નીરખ્યું. કેવું સુંદર આમંત્રણ કેવો સુંદર આવકાર! ડાંગ બાજુ પર મૂકી માથાનું ફાળિયું ઉતાર્યું. હાથ, પગ અને મોં ધોઈ પાણી પીધું. જળતરંગ છેક પંકજ સુધી પહોંચ્યા. "ઉદધિતનયા આ સરોજ પર બિરાજી હોય તો!"

પણ મારે મન તો સ્વયં કમળજ મારી લક્ષ્મી હતી તે હું ભૂલ્યો.

ધોતિયાના છેડાથી મોં લૂછી ફાળિયું માથે ચઢાવી હું વડના શિખરે એક ડાળી પર બેઠો. પગ પર પગ ચઢાવી મુખ્ય થડ પર વાંસો ટેકવી મેં આજુબાજુ કુદરતનું અવલોકન કરવા માંડયું. હું જાણે રાતનાં રાજા The Monarch of all I survey અને–પંકજ! રાત્રિની

મહારાણી. ફાળિયામાં ખોસેલી વાંસળી મેં કાઢી.

પંકજ તરફ અનિમેષ દૃષ્ટિ કરતાં હું જાણે વૃંદાવનની કે દીર્ઘિકામાં સ્નાન કરતી વ્રજાંગનાને નર્તન કરાવતો વડ પર બેઠેલો કહાન. વાંસળીમાંથી મંજુલ સ્વરો છૂટયા. જાણે તે ગાતું, નૃત્ય કરતું અને હું બજાવતો.

આવો સુણાવો મનના વાસી
મધુર મધુર વેણું
મધુર મધુર વેણું
જયમ તમ વીતે દિન રાત્રિ (૨)

કુદરતના સૌંદર્યમાં દૃષ્ટિ કરતા મંજુલ સ્વરો પૂરા થયા ન થયા ત્યાં તો તળાવમાં કોઇકે પ્રવેશ કર્યો. મેં ધાર્યું પાણી પી તે રવાના થશે; પરંતુ ભાવિ જુદું દેખાયું. તેણે તો પંકજ તરફ વધવા માંડયું. મને ચિંતા થઇ. હું અસ્વસ્થ બન્યો. ગર્જી ઊઠયો........

'એ કોણ હશે!'

'વટેમાર્ગુ!' પ્રત્યુત્તર મળ્યો.

'શા કાજે સર મધ્યે!'

'પંકજ અર્થે.'

'કયા હકે!'

'પંકના નિમંત્રણથી.'

'કેટલો વખત થયા હું તેને ચાહું છું.'

'તો શું થયું !'

'તો ! તો પંકજને સ્પર્શ કરતાં પહેલાં ખાંડાના ખેલ ખેલવા પડશે.'

'જોઇ લેવાશે.' કહેતાં વટેમાર્ગુએ પાણી કાપવા માંડયું. હું નીચે ઊતર્યો. ડાંગ લીધી પણ ચાલવા માંડું છું ત્યાં તો મારા હાથ પગ કોઈ શૃંખલાથી જકડાયેલા જણાયા- કેવી અવાસ્તવિકતા !-હું અસ્વસ્થ બન્યો. જમીન પર ઘસડાતાં ઘસડાતાં કિનારે પહોંચ્યો. પંકજ પાસે પહોંચતા વચ્ચે આવતો ઊંડો ધરો હું ભૂલ્યો. તળાવમાં પડ્યો, તરી ન શક્યો. એ ધરાએ મને હંમેશને માટે સમાવી સાંત્વન આપ્યું. ડુંગરો પાછળથી એક કાળું પયોદ ચઢી આવી ચંદ્ર પર ફરી વળતાં ક્ષણભર મેદાન પર ઘોર તિમિર પ્રસારી સામેના વૃક્ષમાં લપાઇ ગયું. પાસેના એક વડ પરથી, "ઘૂ ઘૂ ઘૂ ઘૂ...." ઘુવડ ઘુરકી ઊડી ગયો. ચીબરીએ "ચીં ચીં ચી" કરી ચીચીયારી પાડી. જળમાં છૂપાએલા દેડકાઓ ડ્રાંઉ-ડ્રાંઉ કરતાં આક્રંદ કરવા લાગ્યાં.

પેલો માનવી મારી મૂર્ખતા પર ખડખડાટ હસ્યો.

વાતાવરણ ગાજી ઊઠયું. કિનારાના તરુવરો ધ્રૂજવા માંડયાં. પંકજ પણ તેનાથી ગભરાયું. પાછું હઠયું. વટેમાર્ગુએ તેનો પીછો પકડયો. ગોમતી દોડી આવી, તેની આંખમાંથી અશ્રુ સરવા માંડયાં. ધીમે ધીમે પાણીમાં ઊતરી તે વિલીન થઈ. અને પંકજ! તેણે એક કડાકે ચૂંટી લીધું. એ કડાકાનો અવાજ તો જાણે મને આશાના ઊંચા ઉજ્જવળ શૃંગે પહોંચ્યા પછી તેણે જે સુખ, પંકજનો સ્પર્શાનુભવ ઇચ્છતું, તે પર મારેલી એક સખત થપ્પડનો હોય એવો લાગ્યો અને પછી તો જાણે હું ગબડતો ગબડતો અનેક પત્થરો, કાંટાવાળા વૃક્ષો સાથે અથડાતો પછડાતો, કૂટાતો નિરાશાની કોઈ ઊંડી અંધારી ઘોર ખાઈમાં પહોંચ્યો, કે જ્યાંથી મારો ઉધ્ધાર થાય જ નહિ.

તેણે ધરા તરફ દૃષ્ટિ ફેરવતાં 'બેવકૂફ........' કરી જોસથી અટ્ટહાસ્ય કર્યું. ધરણી ધ્રુજી. 'બેવકૂફ' પ્રકૃતિએ સૂર પૂર્યો.

મારાં ચિરંજીવ આકર્ષણરૂપ પંકજને પોતાના ક્ષણિક ઉપભોગ માટે ચૂંટી પોતાના હાથને તે વડે દીપાવતો અને તેને વારંવાર સૂંઘતો એ માનવી તળાવ મૂકી દૂર ક્ષિતિજ પર અદૃશ્ય થયો.

"ઊભો રહે" કહેતો હું ઘંટડી વાગવાથી ઊભો થયો.

કાન પર હાથ ફેરવ્યો પણ કુંડળ ન હતાં. માથે હાથ ફેરવ્યો પણ ફાળિયું ન હતું. પગે અંગુઠી કે જંજીર ન હતાં. આ મધુર સ્વપ્ન પણ મહાલવા દીધું તે માટે પરમેશ્વરનો ઉપકાર માન્યો.

એ પંકજ તો 'અંધારા ઘોર આકાશમાં ચમકીને ઊડી જતી વિદ્યુત' સમું હતું. એ તો ગયું; પણ એની સ્મૃતિ ન ગઈ. તેણે મારી પરવા ન કરી પણ મને તો તેની પરવા છે જ.

સ્વપ્ન તો ગયું, પણ તેનું સ્મરણ રહ્યું. પંકજ ગયું, પણ તેનું પ્રતિબિંબ રહ્યું. પ્રભાવ રહ્યો. નીરજ!

અધુરાં તારાં સ્વપ્ન મધુરાં આત્મને ઊર્મ્ય દ્વારે

